# પંચભેલ ખીચડી.

(કે જેમાં નાટક, વાર્તા વગેરે.)

રચનાર—"સુજ્ઞોદય સભાના મેમબરો"

દોહરો.

ગ્રંથ રચ્યો મે પ્રીતથી, રાખી મનસુ હામ
વાંચો તમે સૌ હેતથી, મુકી મનની મામ.

ભરૂચ મધે છપાવી પ્રસીદ્ધ કરનાર,
"શ્રી સુજ્ઞોદય સભા."

સુરત,
"ન્યુ શોદાગર" પ્રેસમા છાપ્યું.

—:૦:૦:—

સંવત ૧૯૪૩; અને ૧૮૮૭
કીંમત રૂા. ૦—૬—૦ પોસ્ટેજ સાથે.

# પ્રસ્તાવના.

અહો સુજ્ઞ પુરૂશો! અમોએ હાલમાં "પંચરંગી ખીચડી" નામનું પુસ્તક રચીને બાહાર પાડ્યું છે. તે એવી આશાથી કે પુરૂશ અથવા સ્ત્રીને કેટલીક મોટી વીપતીઓ આવી પડેછે, તે વખતે જો આવી પડતા ભયથી કંટાળી ન જાય અને હીંમત રાખે તો પછી પરમેશ્વર તેની આશા કેવી રીતે પુરણ પાડેછે, ને કેવી સુખની પ્રાપતી થાયછે? તે આ ગ્રંથમાં જણાવેલુછે. આ ગ્રંથની અંદર નાટક વિગેરે સમાવસ કરેલુંછે; પરંતુ કવિતાનો હુંકજ ભાગછે, કારણ કે અમો પીંગલપાઠ વિશે થોડાક માહીતગાર છઈએ. અમોએ આ ગ્રંથ બાળપણામાં રચ્યોછે, માટે જે સાહેબોને ભુલ ચુક લાગે તે માફ કરવા તસદી લેવી.

ગ્રંથ કર્તા.

## સભામાં મત આપનારના નામ.

પ્રમુખ.—ત્રીભોવંનદાસ વીજભુખણદાસ શાહા. ઠે. ઊંડી વખાર.

મંત્રી.—ચુનીલાલ વીરચંદ નાળીએરવાળા ઠે. ઊં-ડી વખાર

ઉપમંત્રી.—કાલીદાસ ભુખણદાસ શાહા ઠે. ઉંડી-વખાર.

ટ્રેઝરર—પરશોતમદાશ વીઠલભાઈ દલાલ ઠે. નગ-રશેઠની ખડકી.

દફતરદાર.—ચુનીલાલ હરીવલભદાશ શાહ. ઠે. ઉં-ડી વખાર.

રાઇટર.—માણેકલાલ ઘેહેલાભાઈ શાહ ઠે. ઉડી વ ખાર.



### દોહરો.

સર્વે મળીને—

સુમતી આપો અમને પ્રભુ, ગણપત લાગું પાય;
નોકર અંબેમાતના, દયા કરો તમો માય.
યશ વરતાવજો અતીઘણો, સહાય થજો કિર-
તાર;

ભાવ હમારો તમપરે, જયનો થજો પોકાર.

—કાલીંગડો=કાહારવા—

ત્રીભુવન નાથ મોરે, થયોછું આધીન તોરે; ટેક.
ભોગ વિલાસ તમે મુજને આપો પ્રભુજી દીન દયાલ;
વલી સ્વીકારો વંદન મારૂ, લેજો મારી સંભા[illegible]
ત્રીભુ.
નમી નમીને વંદન કરૂછું, શાહે થાઓ જગરાજ;
દાસ જાણીને દયાકરો હરી, સરણે આવ્યો આજ.
ત્રીભુ.
સદા કાલ મુને ભક્તિ આપો, જગત તણા પ્રતિપાલ
વિનય પુર્વક અર્જ કરૂછું, દુસ્મનનો થાજો કાલ.
ત્રીભુવન નાથ મોરે.

—ભુજંગીછંદ.—

કારતગ માસે, લીધો ગ્રંથ હાથે;
હાડી રોજ કર્તા, સદા નીત્ય પાઠે. ટેક,
બીધી લીધી એમા ધણી મુખડાની;
રહે મહેરબાની, સર્વસર્જનોની.
એવી વિનતી કરૂછુ કરજોડી,
રીઝાવા લોકોને ચોપડી તો ઘડી.

પડી ચુક હોય, દીઠી કોઈ ઠામે;
સુધારવી મીત્રો, ધરી દીલ હામે.

ગ્રંથકર્તા.

---

## અરપણ પત્રીકા.

શેઠ સાહેબ,

રંગીલદાસ ગોપાલદાસ સુરતી, એમની હોશીઆરી
અને ચાલાકી તરફના હમારા આબરૂનીએક
સત્ય પણ નજીવી, એધાણી ખાતર
આ "પંચમેલ ખીચડી" નામ-
નો ગ્રંથ અરપણ કરીએ
છીએ.

લી૦ સુજ્ઞોદય સભા.

તા૦ —૧૮૮૭. ભરૂચ.

# રૂપચંદ નાટકના પાત્રો.



હરખચંદ=ગાજર સેહેરનો વણીક
રૂપચંદ =તેનો છોકરો, ને ઉર્માયાનો ધણી.
બીજી =રૂપચંદની માતુશ્રી
વીરસીંહ=ગાજર સહેરનો રાજા
તારામતી=તેની સ્ત્રી
અહમદખાં=વીરસીંહનો પ્રધાન
નથુખા =વીરસીંહનો જમાદાર
ગોકળદાસ=અહમદ નગરીનો વણીક
તેજકોર= તેની સ્ત્રી
ઉમીઆ= તેનીછોકરી, ને રૂપચંદની બઇરી
મોતીચંદ= માંડવી સેહેરનો પ્રપંચી ઠગ
શામકોર= તેની સ્ત્રી
ઉદેચંદ= તેનો પુત્ર
ભગવતરાય= જાનનો આદમી
કેશરબા=તેની સ્ત્રી, ત્યારબાદ- જમના, ધની,
ઈશ્વરી, શામળ, રતની, અંબા, નાગ, વીગેરે.

# પંચભેલ ખીચડી.

રૂપચંદ ના. ક.

---

## ઈશ્વર પ્રાર્થના.

### પદ.

પ્રેમે કરીસો પ્રણામ, પ્રભુજીને પ્રેમે—
થાય જેથી શુભકામ. પ્રભુજીને—
સુશોભગ સભા અર્જ કરેછે,
રાખજો અમર નામ. પ્રભુજીને—
જાણીને મુજને દાસ તમારો,
આપજો મુજને હામ. પ્રભુજીને—
તમ પ્રતાપે ગ્રંથ આરંભ્યો,
હૃદયમાંહે મુકામ. પ્રભુજીને—

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ હીરાચંદની હવેલી.

(હરખચંદ અને રૂપચંદ)

(હરખચંદ ઉદાસ ચેહેરે બેઠાછે અને વિચાર કરેછે) કે મારા છોકરાને કંઇપણ લખતા વાંચતા આવડતુ નથી. ને વલી ઘણા લાડ ને હેતથી ઉછરેલોછે, ને ઘણી દુરગુણી ટેવો પડીછે; એ મને પાપી હઠીલો અને તાબે નહીં થાય એવો માલમ પડેછે અને કોઇ દહાડો તે ઘરમાં રહેતો નથી; સવારના પોહોરમાં જેવો ઉઠેછે તેવો બાહાર ફરવા નીસરી પડેછે;અને એ નાના છોકરા સાથે રમ્યા કરેછે. અરે આ ભગવાન! એવા છોકરાને હવેથી મારે ઘેર જન્મ આપીશ નહીં. અરે!એ કેવે દુષ્ટ કેહવે મોટો થયો તેમજ જરા સમજણો થયો તોપણ મારા ધંધામાં હાથ ઘાલતો નથી. (એવો વિચાર કરેછે એટલે રૂપચંદ આવેછે.

રૂપચંદ—કેમ પિતાજી ઉદાસ કેમ બેઠાછો?

હરખચંદ— તારૂ ને તારા બાપનું કરમ.

રૂપચંદ– એમ કેમ પિતાજી એનું કારણ કહો?
હરખચંદ– અરે પુત્ર હવે તું મોટો થયો, ઘરધંધો તાહારે ચલાવવો જોઇએ; તેનેબદલે તું તો રમ્યા કરેછે ને મારીતો ઘડપણની અવસ્થા આવીછે, માટે તું ધંધામાં પડે તો બહુ સારૂ.
(એમ કહી તેને સીખામણ દેછે)

## –ઓખાહરણ;–

હરખચંદ– અરે રૂપચંદ તું આમ આવ;
ભણે નહીં રમવાપર ભાવ.
રૂપચંદ– ભણવું ગમે નહીં પિતા મારા;
લાગે અંધારે ગોલી મુને સારા.

રૂપચંદ–પિતાજી મને રમવુ સારૂ લાગેછે ને હું ધંધામાં પડનાર નથી. (એમ કહી રમવા દોડી ગયો)
હરખચંદ– (મનમાં) હવે આપણે શું, આપણે તો વૃધ અવસ્થામાં છઈએ; એનું લાગ્યુ એ ભોગવી લેશે (એમ કહી સુઇજાયછે.)

(પડદો પડેછે.)

## પ્રવેસ બીજો.

### સ્થલ ગાજર શેહેરનું પાદર

(છોકરાઓ રમેછે ને પ્રપંચી ઠગ આવીને રૂપચંદને લઈ જાયછે)

પહેલો છોકરો– અરે ઓ રૂપલા ચાલ્લ આપણે લખો ટીએ રમીએ, જો પેલા બધા રમેછે.
રૂપચંદ– ચાલતા થાઓ હું આવુંછું
(બંને જાયછે)
બધા છોકરા– જુવો પેલો રૂપલો, પ્રાણીઓ આવેછે.
પ્રાણજીવન– જો રૂપચંદ આપણી આ મજાક કરેછે
રૂપચંદ– ઠીકછે આપણે એને શીક્ષા કરીશું.
(એટલામાં પ્રપંચી ઠગ આવેછે)
પ્રપંચી– અરે છોકરાઓ તમે કેમ રમોછો;
(એવું સાભલતામાં બધા છોકરા નાશીગયા ને રૂપચંદને ઝાલી રાખ્યોઃ- કારણકે એના ઘરના માણસોના નામ વિશે આગમજથી તપાસ કરી માહીતગાર થયો હતો. આ પ્રપંચી ઠગ માંડવી શેહેરનો હતો તે બહુજ પ્રખ્યાત હતો, અને

લુચાઇથી પોતાનું કામ કરતો હતો.)

પ્રપંચી ઠગ— છોકરા શું તારા બાપનુંનામ હરખચંદ ખરૂકે નહીં?

રૂપચંદ— હા, તમારે તેનું શું કામછે?

પ્રપંચી ઠગ— તે મારો બનેવી થાયછે ને હું હાલમાં કેટલાક વરસ થયા માંડવી શેહેરમાં રહુછું ને ત્યાં હું ધંધો કરૂંછું; જ્યારે મેં આ સેહેર પેલ વેહેલું છોડ્યું ત્યારેતો તું ફકત એક બે વરસનો હતો; તેથી તું મને ક્યાંથી ઓળખે; હું તારો મામો થાઊ છઉ, ને તારી માનું નામ વીજી નહીં વારૂ?

રૂપચંદ— હા મામા પણ હું તમને ઓળખતો નથી ને મારી માનુ નામ વીજીછે; ચાલો વારૂ તમે આવ્યાતો સારૂ થયું; હું મારા પિતાજી તથા માતાજીને જઈને કહું કે મારો મામો માંડવી શેહેરથી આવ્યોછે.

પ્રપંચી ઠગ— (જોસથી) ના ચાલ આજતો મારે ઘેર જઈએ ને કાલે તારા બાપને ઘેર જઈસું.

રૂપચંદ— (ભોલથઈને) ચાલો મામા તારે આપણે

માજનો દહાડો તમારે ઘેર રહીશું
(એમ કરી બંનેજણ જાયછે)
(પડદો પડેછે.)

## પ્રવેસ ૩ જો.
## સ્થલ હરખચંદનુ ઘર.

(હરખચંદ અને વીજી)

વીજી– અરે તમે આમઆવોની છોકરો આજ પાંચ ૭ દિવસ થયા ઘેર આવ્યો નથી; કંઈ મરણ પા મ્યો કેશું તેની કંઈ તમે ખબર કાહાડોછો! માટે ચાલો આપણે તપાસ કરીએ.

હરખચંદ– હશે જવાદેની એ ઘણોએ રખડતો રઝ- ળ તા આવશે.

વીજી– વળી શું તમારૂ નામ લોકમાં બોળવા બેઠાં છો. છોકરાનું કંઈ પણ સારૂ વાચારતાં નથી. તો બીજાનું તો શું વીચારો. તમારે શું ખાટલામાં પ ડી રેહેવું ને ખાવું ને શેઠઈ કરવી. ચાલો હું તો ખોલ કરવા જાઊં છું. (જાય છે.)

ધરમચંદ– (મનમાં નીશ્વાસ નાંખી) અરે આજ તાણ તણ મહીના થયા મને તાવ આવે છે ને શરીરે બીલકુલ શકતી નથી ને વળી આ છોકરો હતો તે પણ ખોવાઈ ગયોછે. હે પ્રભુ હવેતો મોત આપેતો બહુ સારૂ, ચાલ લાવ પેલુ ઝેરનું પડીકું છે તે ગોળીને પી જાઊં. (એમ કહી ઝેર ગોળીને પી જાયછે) એટલે મરણ પામેછે.

(પડદો પડેછે)

## પ્રવેસ ચોથો.

સ્થલ વિકટ જંગલ

(રૂપચંદ અને પ્રપંચી ઠગ)

(પ્રપંચી ઠગનું રૂપચંદને લઈને આવવું)

રૂપચદં– અરે મામા તમારૂ ઘર ક્યાં છે? ચાલતાં ચાલતાં કેટલાંક દીવસ ગયાં પણ તમારૂ ઘર આવ્યુ નહીં ને આ અરણ્ય જંગલમાં કેમ લાવ્યા.

પ્રપંચીઠગ– ચાલ હવે ચુપ રેહે નહીતો અંહી તુને મારી નાંખીશ એમ કહી મારેછે.

## —ઓખાહરણ—

રૂપચંદ—મામા મારા મુજને મારો નહી;
માત પીતા નથી એકલો આંહી.
દયા રાખો મારા પર લગાર;
જગનનાથજી છે તારનાર.

## —બેત.—

પ્રપચી ઠગ—
અરે પુત્ર શું બકી રહ્યો છે, ચાલ મારીસાથ;
માત પિતા તારા કોણછે, કોણછે જગનનાથ.

## લલીત છંદ

રૂપચંદ— (મનમાં)
અરર હાયરે, આ હરી હરી;
દુઃખ મને દીધું, દગો'રે કરી. ટેક.
કહ્યુ ન માન્યુંરે, મુજ પીતાતણું;
રમતને લીધે, દુઃખતો ઘણું.

અરર ઈશ્વરા, તુંજ બાપરે;
સુખ આપી મુને, કષ્ટ કાપરે.
મન ગુચાયરે, આરે કામથી;
દુઃખ રે થશે. વગર હામથી.

પ્રપંચી—લે આ હું તને ટોપી આપું છું તે માથે પેહેરીને પેલો મેહેલ જણાયછે, તેમાથી શાતમા માળ ના ઓરડામાં એક ઘોડો છે તે લઈ આવ.

રૂપચંદ— ધ્રુજતાં ધ્રુજતાં જાયછે ને તે મેહેલમાં દાખલ થાયછે ને મેહેલની શોભા જોઇને પોતાના મનમાં વીચારકરેછે કે અહો આ મેહેલનો દેખાવ કેવો છે. અંદર કેવા બાગબગીચા આવી રહ્યાંછે ને ફુવારા કેવા ફુટી રહ્યાછે, અને ગુલાબ, મોગરો ચંબેલી, જાુઈ, વગેરેની કેવો ખુશબો આવેછે. ચાલ હવે આગલતોજોઊં એમકહી બીજે માળ ચડે છે ને મનમાં પાછો વિચાર કરેછે કે આ વખતે મહેલની અંદર કોઈપણ આદમી હોવો જોઈએ ને એમ કરતા જો હોય તો મારી શી વલે થાયા અહીં મને મારીનાંખે તોપણ મારો કોણ બેલીછે

અહો! આ જરીના બીસ્ત્રાના તથા જરીની ખુર-
શીઓ વગેરે કેવા સોભાયમાન દેખાયછે; પણ આ
પ્રમાણે અહીં કોઇપણ માંણસ હોવો જોઇએ.
(એવામાં પોતાની નજર એક કાગલ ચોડેલોછે તેની
ઉપર પડેછે, ને તે વાંચેછે.)

આ મેહેલના સાતમાં માલઉપર એક ઘોડોછે
તે ઘોડા ઉપર કોઈપણ પુરૂશ બેસે ને પોતાના મન-
માં જહાં ધારે ત્યાં ઘોડો આકાશમારગે ઉડીને મુકી
આવે,

આવૃ વાંચતાંજવારને રૂપચંદના મનમાં હીંમત આ
વી, ને તરત નીચે આવી મેહેલના બારણા બંધ
કરી દીધા ને પાછો સાતમે માલ ચડી ગયો ને
પોતાના મામાને કહેછે કે હે મ.મા, હવે તમે ત-
મારે ઘેર જાવ.

પ્રપંચી ઠગ— હે રૂપચંદ તું બારણું ઉઘાડ, હું તને
મારનાર નથી ને તને તારે ઘેર મુકી આવીશ ને
જે મારા હાથમાં હીરાની વીટીછે તે તને આપી-
શ ને મને તું ઘોડો આપ.

રૂપચંદ— હે મામા, હું કદાપી પણ તમારૂ કહ્યુ મા-

નવાનો નથી, માટે તને તમારે ઘેર જલદીથી જાવ.

(પ્રપંચી ઠગ નિરાશ થઈને જાયછે.)

હવે રૂપચંદ ઘોડો કાઢીને બાહાર લાવેછે, ને વિચાર કરેછે કે, મારે હાલમાં મારા દેશમાં જવું નહીં કારણકે મારા પિતાજી મને મારશે ને પુછશે કે તું ક્યાં ગયો હતો? ને હું સાચે-સાચી વાત કહીશ તો પણ તે કદાપી માનશેનહીં; માટે મારે હાલમાં બીજા શેહેરમાં જવું જોઈએ, એવો વિચાર કરીને પોતે ઘોડે સ્વાર થયો ને ત્યાંથી અહમદનગરી તરફ ચાલતા થયો.

(અને અહમદનગરમાંઆવીને રાજાની કચેરીમાં સલામ કરી ઉભો રહયો.)

રાજા—તમે કહે ગામ રહોછો? ને શું કામે આવ્યા છો?

રૂપચંદ— હે રાજા બહાદુર, હું ગાજર શેહેરના એક શાહુકારનો છોકરો છું ને મારે માથે દુઃખ આવી પડવાથી અહીં આવ્યોછું; ને મારી પાશે એક ઘોડોછે, તે એવો કે તમે જ્યાં ધારો ત્યાં જ

ઉસકાય; પણ તે ઘોડાની કીંમત ઘણીજ બેસશે. પણ મારે કંઈ પઈસા જોઈતા નથી ફકત મને રેહેવા સારૂ મેહેલ તથા ખાવા પીવા સારૂ થોડાક રૂપીઆ આપો.

(આવું સાંભલી રાજાએ તરતજ એક રેહેવાને મેહેલ તથા દશહજાર રૂપીઆઆપ્યા ને ઘોડોલીધો. હવે રૂપચંદ તેગામમાં બેત્રણ મહીનાસુધી મોજમઝા કરેછે અને એક વખતે પોતે ખુશીનાચેહરામાં બેઠોછે; એવામાં પોતાના માત પિતા સાંભરી આવેછે, તેથી એકદમ આંખમાં આંસુ ભરાઈ આવેછે; ને વિચાર કરેછે કે અરે હું કેવો દુષ્ટ! કે મને આજ ત્રણ ત્રણ મહિના થયા ઘેર જવાની વાતતો સાંભરતોજ નથી. અરે! મારા વગર મારા મા બાપ કેટલુ દુ:ખ પામતા હશે, માટે આજ હવેતો મારે જવુ જોઇએ,

(એમ કહી રાજા પાસે રજા લેવાને કચેરીમાં આવી ઉભો રહયો) ને વિનંતી પુરવક કહેછે કે મને મારે દેશ જવાની રજા આપો.

આવુ સાંભલી રાજાએ તુરત દસ સીપાઈ તથા ઘોડો

ક પઇસો આપી વદાય કીધો,
(હવે રૂપચંદ પોતાના દેશ તરફ ચાલતો થયો)
પડદો પડેછે.

## અવેસ પાંચમો.

સ્થલ હરખચંદનુ ઘર તથા ગાજર શેહેરનો રસ્તો.
(વીજી તથા કેટલાક બઈરાઓ)

વીજી—અહો! આખોદહાડો તપાસ કરીને થાકી પણ મારા પુત્રની કંઇપણ ભાલ લાગીનહીં; અરે હવે હું સું કરૂં. (એમ કહી વિલાપ કરેછે,

## સીતાજીના મહીનાનો રાગ.

મારા દુઃખ તણા હરનાર, પુત્ર તું ક્યાં ગયો;
તારી માતા કરેરે રૂદન, ઇશ્વર સું કોપીયો.
પુત્ર મારો તું લેને સંભાલ, ઝાઝુ તુંને સું કહું;
તુજ પિતાને મંદવાડ, એ દુઃખ હું કેમસહું.
દેશ છોડી ગયો પરદેશ, શુ દુઃખ પડ્યુ તુને;
પ્રભુ થાને તું હવે સહાય, સુખ દેને મુને.

(એવી રીતે વિલાપ કરતી પોતાને ઘેર જાયછે)

બીજી— (મનમાં)અરે! હજુસુધી રૂપચંદના પિતાજી કેમ ઉઠયા નહીં હોય, એમ કહી તેને બુમ પાડે છે. પણ કોણ જવાબ દે! જયારે જવાબ ના મલ્યો ત્યારે ઉપર જઈને જુવેછે તો શરીર બધું લીલુ છમ જેવું થઇગયુછે ને બીલકુલ પણ જીવ રહ્યો નથી. અરે પ્રભુ, ઝેર ખાધુ હોય એમ માલમ પડેછે, એકતો પુત્રનુ દુઃખ અને તેમાં આ બીજુ દુઃખ આવી પડયું;

(એમ કહી વીલાપ કરેછે)

## લલીતછંદ.

અરર પુત્રરે, શી વલે થઈ;
તુજ પિતા તણી, દેહરે ગઇ.
અરર કંથડા; આતે શું કર્યું;
તુજ જતાં હવે, કોઇ ના રહ્યું.
અરર ઇશ્વરા, શી વલે થશે;
દીન આ દુઃખના, શી રીતે જશે.
હવે હું પ્રાણથી, ઝુરીને મરૂં;
પુત્ર પિયુ વિના, જીવી શું કરૂં.

(આવી રીતે વિલાપ કરેછે તે સાંભલી પડોશમાં ના બઈરાઓ આવીને પુછેછે.)

—શાખી—

જમની—

સાંભલ મારી બેનપણી, બોલની તું એક બોલ?
રડી રહી તું કેમછે, મર્મ એનો તું ખોલ.

વીજી—

જમની મારી બેન તું, કહુછું તે આ શીખ;
પુત્ર મારો ખોવાઇ ગયો, ધણીએ ખાધું વીખ.

(આવું સાંભલતા એકદમ બધા લોકો ભેગા થાયછે, ને રડારોલ થઇરહીછે. ને પાછલથી મરદો આવી હરખચંદના સબને લઈ જઇ તેને અગ્નિ-દાહ કરીને પાછા ઘેર આવેછે. ને સરવે લોકો વેરા-ઈ જાયછે.)

(પડદો પડેછે.)

## પ્રવેશ ૬ ઠો

સ્થલ જંગલ તથા પછીથી રૂપચંદનો મેહેલ
(રૂપચંદ તથા નાગમામો)

રૂપચંદ—(મનમાં વિચાર કરતો કરતો પંથ કાપ્યો જાયછે)એવામાં તે જંગલમાં એક વાદીગર મોટા અજગર નાગને પકડી લઇજતો હતો; ત્યારે તેણે કહ્યું કે તું એને છોડીદે તો હું તને બે હજાર રૂપીઆ આપું.

(આવું સાંભલી મદારીએ તે નાગને છોડી દીધો. ને રૂપીઆ લઈ ચાલતો થયો.)

નાગ— હે પુત્ર, તેં મારો અમુલખ પ્રાણ બચાવ્યો; માટે માગ માંગ જે માંગે તે આપુ

રૂપચંદ—હું એટલુજ માંગુછુ કે જયારે હું તમને સંભારૂ ત્યારે મને શહાયકરવી, અને મને અહીં થી મારે દેશ જવાય એવો કંઇ ઉપાય બતાવો.

નાગ—જા પુત્ર, તું મને જયારે સંભારીશ તે વખત હું હાજર થઇશ ને તું તારી આંખો મીચીદે કે

જથો કરીને તુ તારા ધરમાં જઇ પેહોંચશે.

(હવે રૂપચંદે આંખો મીચી દીધી કે તરતજ પોતાના મેહેલમાં દાખલ થયો ને એકદમ પોતાની માને ઉદાસ ચેહેરે બેઠેલી જોઇને પુછેછે કે) હે માતા, તમે ઉદાસ ચેહેરે કેમ બેઠાછો? ને મારા પિતાજી ક્યાંછે?

વીજી– હે મારા પુત્ર આજ ત્રણ મહીના થયા ક્યાં ગયો હતો? અને તારા વીયોગથી તારા પિતાજી આજ કેટલાક દીવસ થયા મરણ પામ્યાછે.

રૂપચંદ– હે માતાજી આ શો ગજબ! મનેતો કોઇ પ્રપંચી ઠગ ઠગાઈ કરીને લઇગયો હતો.

વીજી– વ્હાલા પુત્ર, તને ક્યાં લઇ ગયો હતો ને કેવી રાતે?

રૂપચંદ– હે માતાજી, જેવખતે હું મારા સોબતીઓ જોડે રમતો હતો ત્યારે પ્રપંચી ઠગે આવીને મારો હાથ પકડી કહ્યું કે હું તારો મામો થાઉ-છઉ એમ કહી મને લઈ ચાલતો થયો ને એક જાદુના મેહેલમાં લઈજઇને મને ઘણુ દુ:ખ દીધું

પણ સારા ભાગ્યે હું એવા સપાટામાંથી ઇશ્વર-ઇચ્છાએ હું જેવો મેહેલમાં પેઠો તેવોજ મારી નજરે એક કાગળ પડયો; તે વાંચીને બારણા બંધ કરીને હું ઘોડો લઇ આકાશ માર્ગે હું અહમદનગરી તરફ ચાલતો થયો, ને ત્યાંથી ત્રણ મહિના રાજાને ત્યાં રહીને હું આપણા દેશ તરફ રવાને થયો; ને મને આવતી વખત રસ્તામાં નાગમામા મલ્યા; તેને વાદીગરના હાથમાંથી છોડાવ્યા, તેથી તેણે મને અહીં મુકયોછે.

વીજી— હે પુત્ર, હવે જે થનાર હતુ તે થઇગયું પણ તું જીવતોઆવ્યો તો સારૂ થયું. (પડદો પડેછે)

## પ્રવેસ ૭ મો.

### સ્થલ રાજાની કચેરી.

(કચેરી ભરાઇને બેઠીછે, ને પાછલથી રાજા, પ્રધાન તથા છડીદાર ચોબદાર વગેરે આવેછે)

ચોબદાર— વીરસીંહ રાજાને ઘણી ખમાં'.

રાજા— પ્રધાનજી, શેહેરતો આબાદછે, કંઇ ચોરી

માડીતો થતી નથી?

પ્રધાન— શેહેરતો આબાદછે, પણ એક ખુશીની વાત કેહેવાનીછે; કે આપણા શેહેરમાં હરખચંદ શેઠનોછોકરો આજ ત્રણ મહીના થયા ખોવાઈ ગયો હતો તેના ઉપર કોઈ નાગ પ્રસંન થયાથી તેને પોતાને ઘેર અંતરીક્ષથી મુકીગયાછે, એવી વાત આપણા નથુખાં કેહેતા હતા.

રાજા— અહો! આ વાત બહુ અચંબા જેવી લાગેછે!! પણ આ વાતની પક્કી તપાસ કરવી જોઇએ; માટે નથુખાં જમાદારને બોલાવો.

પ્રધાન— ચોબદાર, આપણા નથુખાં જમાદારને બોલાવી લાવ.

(ચોબદાર જાયછે, ને નથુખાંને તેડી લાવેછે.)

નથુખાં— સાહેબ શું હુકમછે?

પ્રધાન— પેલા રૂપચંદશાની વાત રાજાજીને કહી સંભલાવ!

નથુખાં— સાહેબ હું કંઇ મારા કામનેસારૂ તે રસ્તે જતો હતો; ત્યારે રૂપચંદ એની માને મોડે એ સર્વે હકીકત કેહેતો હતો તેથી હું જાણુ છુ.

(કચેરી બરખાસ્ત થાયછે.)

(પડદો પડેછે.)

## અંક બીજો.

## પ્રવેસ ૮ મો

### સ્થલ રૂપચંદનો મેહેલ.

(વીજી અને રૂપચંદ બેઠાછે. એટલામાં કોઈ બ્રાહ્મણ આવેછે.)

બ્રામણ—શેઠ, હરખચંદના છોકરા રૂપચંદનો મેહેલ ક્યાંછે?

રૂપચંદ— કેમ તમે ક્યાંથી આવ્યાછો, ને શું કામછે?

બ્રામણ— હું અહમદનગરથી ચાલ્યો આવુંછું; ને ત્યાંના શેઠ ગોકલદાશની પુત્રીના લગન કરવાનાછે; તેથી આ કાગલ મોકલ્યોછે તે લો.

(રૂપચંદ—વાંચેછે)

શ્રી૧.

"સ્વસ્તી શ્રી ગાજરશેહેર મધે રૂપચંદ હરખચંદ વીગરે; અહમદનગરીથી લા૦ આપનું હમે-

રનું ભલુ ઈચ્છનાર શેઠ ગોકલદાસ ફત્તેચંદના જુ હાર વાંચવા. વિશેશ વિનંતી સાથે લખવાનું કે અમારી પુત્રી ઉમીઆના લગ્ન તમારી સાથે કરવાનો વિચારછે, માટે તમે આજથી દસમે દિવસે જાન લઈ અમારી તરફ પધારવું. અમારા ઘરમાંથી આપની માતોશ્રી વીજીઆકોરને ઘણા ઘણા પ્રણામ કહ્યાછે. તે ઘણા હેતની સાથે માની લેજો. અને આપણી જાન લઈ ઠેરવેલી મુદતના દરમ્યાનમાં વેળાશર પધારજો., થોડુ લખ્યુ ઘણુ કરી વાંચજો."
સંવત માસ દીન વાર

આપની શેવામાં હંમેશનો હાજર રહેનાર
સેઠ ગોકળદાસ ફત્તેચંદ.

રૂપચંદ— (પત્ર વાંચી રહ્યા બાદ) પોતાની માને કહે છે કે અહમદનગરીથી ગોકલદાસ ફત્તેચંદનો કાગલ આ બ્રાંમણ લાવ્યોછે, તેમાં લખેછે કે અમારી પુત્રીના લગ્ન તમારી સાથે કરવાનો વિચારછે, માટે જાન લઈ દસમે દીવસે આવજો માટે તમારો શું વિચારછે?

વીજી— પુત્ર એ વાતમાં આપણે કંઈ અડચણ નથી. માટે એ બ્રાંમણને પત્ર લખી આપો.
(રૂપચંદ પત્ર લખે છે)

શ્રી૧૧૦

"સ્વસ્ત શ્રી અહમદનગર મધે શેઠ ગોકલદાસ ફત્તેચંદ વીગેરે; ગાજર શેહેરથી લા૦ આપનો સદા હેતકારી રૂપચંદ હરખચંદના ઘણાઘણા કરી જુહાર વાંચજોજી. વિશેશ વિનંતી સાથે લખવાનું કે આપ સાહેબે તમારી પુત્રીના લગ્ન વિશે લખ્યું તે હમારે કબુલ છે, ને અમો નીમેલે દીવસે જાન લઈને આવીશું; થોડું લખ્યું ઘણું કરી વાંચજો."

સંવત=માસ=દીન=વાર.

લા૦ સદા હેતકારી શેઠ રૂપચંદ હરખચંદ.

(આવી રીતે કાગલ લખી આપીને બ્રાંમણને વદાય કીધો.)　　　　(પડદો પડે છે.)

## પ્રવેશ ૯ મો.

## સ્થલ વીરશીહની કચેરી.

(રાજા ચોબદાર તથા પાછલથી રૂપચંદ.)

ચોબદાર—મહારાજાધીરાજને ઘણી ખમાં.
રાજા—પ્રધાન અહમદખાં સીપાઈ પાસે જમાદાર નથુખાંને બોલાવી મંગાવો.
વઝીર—સીપાઈ જમાદારને બોલાવી લાવ.

(સીપાઈ જઈને બોલાવી લાવેછે, આવેછે.)

જમાદાર—મહારાજ, આપ શું હુકમ ફરમાવોછો. જે હુકમ ફરમાવો તે કરવા તઇઆરછું.
રાજા—જમાદાર, પેલા રૂપચંદ શેઠને અહીં આગલ બોલાવી લાવ.
જમાદાર—બોતખુબ સાહેબ. (જઇને બોલાવી લાવેછે.)

(આવેછે.)

[illegible]રાજ મને શું કામ બોલાવ્યો છે.
[illegible]ચંદ. તું આજ તણ મહીના થયાં
[illegible]
[illegible] મને એક માંડવી શેહેરનો મોતી
[illegible]ની ઠગ લઈ ગયો હતો. પણ

મારે ગુરે નશીએ હું તેના હાથમાંથી બચીને નાઠ્યો છું ને હું મારા દુખની વાત કરૂં તો સૌ કચેરીની આંખમાંથી આંસુ આવે.

રાજા—તારી બધી હકીકત સર્વ કચેરીની વચે કહી સંભળાવ.

રૂપચંદ—પોતાના ઉપર જેજે દુખ પડ્યું હતું તે સર્વે કહી સંભળાવ્યું.

(આવું સાંભળી રાજા પ્રસન થયોને ઇનામ આપી વદાય કીધો.)

[કચેરી બરખાસ્ત થાયછે.] (પડદો પડેછે.)

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ અહમદનગર; ગોકળદાસનો મેહેલ.

(ગોકળદાસ, તેજકોર, પાછળથી બ્રાંમણ તથા ઉમોબા.)

ગોકળદાસ તથા (પોતાની સ્ત્રી તેજકોરને) આપણા બ્રાંમણને કાગળ લઈને મોકલ્યો છે,

તે હજુસુધી કેમ આવ્યો નહીં! રસ્તામાં શું હેરાન થયોહશે? અહો! પેલો બ્રાંમણ આવ્યે.

[બ્રાંમણ આવેછે.]

શ્રી ૧૧૦

બ્રાંમણ— લો શેઠ, ત્યાંથી મને કાગળ આપ્યોછે, ને કહ્યુંછે કે નીમેલે વખતે જાન લઈને આવીશું.

[કાગળ લઇને વાંચેછે;]

સ્વસ્તી શ્રી અહમદનગર મધે શેઠ ગોકલદાસ ફત્તેચંદ વિગરે; ગાજરશેહેરથી લા૦ આપનો સદા હેતકારી રૂપચંદ હરખચંદના ઘણા ઘણા કરી જુહાર વાંચજોજી. વિશેશ વિનંતી સાથે લખવાનું કે આપ સાહેબે તમારી પુત્રીના લગન વિશે લખ્યું તે હમારે કબુલછે, ને અમો નામેલે દાવશે જાન લઈને આવાશું; થોડું લખ્યું ઘણું કરી વાંચજો."

સંવત,= માસ,= દીન,= વાર.

લા સદા હેતકારી રૂપચંદ હરખચંદ.

તેજકાર— આહા! શું મઝેના દસ્કત મરોડ કેવા આવી રહ્યાંછે.

(ઉમીઆ પ્રવેશ કરેછે)

તેજકોર— લે બેન જો તારા સાસરા તરફથી કંકોત્રી આવીછે.

ઉમીઆ—(મનમાં) શું મજેના દસ્કત! શું ખુબી!! જેમ બાગમાં મોગરાના ફુલ હારદોર આવી રહેછે, તેમ કેવા એ દસ્કત આવી રહ્યાછે.

તેજકોર— કેમ બેન તારી શું મરજીછે?

ઉમીઆ— માતાજી, જેમ તમારી મરજી.

(પછી સરવે જાયછે ને લગ્નની તઈઆરી કરેછે.)

(પડદો પડેછે.)

—ॐ—

## પ્રવેશ ૧૧ મો

સ્થલ માંડવીશેહેર, પ્રપંચીની હવેલી

(પ્રપંચી, ઉદેચંદ, ને શામકોર.)

પ્રપંચી—(મનમાં)અહો ભગવાન! હું હીંમત રાખી પ્રપંચકરવા ગયો પણ ફાવ્યો નહીં. હવે બેશી

રહે કાંઈ સીદ્ધી નથી; પણ બીજો પ્રપંચ લગાઊં;
અરે એ પેલો પુત્ર આવ્યો તેને કહું.

(ઊદેચંદ આવેછે.)

પ્રપંચી— કેમ બેટા આવ્યો?

ઉદેચંદ— હા પિતાજી, જે હુકમ હોય તે ફરમાવો.

પ્રપંચી— બેટા, મારે એક ગાજર શેહેરમાં હરખચંદનો પુત્ર રૂપચંદ રહેછે તેને પ્રપંચ લગાવી અહીં પકડી આણવોછે.

ઉદેચંદ— પિતાજી, શું કારણથી પ્રપંચ લગાવવોછે, ને મેં એવું સાંભળ્યુંછે કે કે ચાર પાંચ દીવશમાં આ મદનગરીમાં પરણવા જનારછે, પણ મને તેનું કારણ કહો? કે તમારે શા કારણથી વેરછે?

પ્રપંચી— બેટા, એની પાસે એક ઘોડોછે, તે મારે લેવોછે; એ મને છેતરીને લઈગયોછે:—

(પછી તેની સર્વે વિગત કહી સંભલાવી.)

ઉદેચંદ— પિતાજી, એ જ્યારે પરણવા જશે, ત્યારે હું જઈને મંગલ ફેરા ફરતી વખતે આકાશ મારગે ઉડાવી લાવી, અહીં આવીશ.

(એ છોકરો એના બાપ જેવો પ્રપંચી હતો તેની

વીગત આગલ જણાવીશું.)

[એટલામાં તેની મા શામકોર પ્રવેશ કરેછે.]

શામકોર—મારા પુત્ર શું કરે છે.

ઊદેચંદ—માતાજી, હું મારા બાપના સાથે કંઈક વાત કરવાની છે, તે કરૂંછું.

શામકોર—પુત્ર, તું રખડાં કરેછે ને કંઇ ભણ્યો ગણ્યો નહીં ને તારી શી વળે થસે માટે તું કાઇ સમજ.

ઊદેચંદ—ઓ, માતાજી મને એક એવી વીધા આવડેછે, કે જેથી કરીને ગમે તે માણસને લઈને આકાશ મારગે ઉડી શકું.

શામકોર—હે, પુત્ર તું કેહેછે તે બધુએ ખરૂં પણ તને વાંચતાં લખતાં આવડતું નથી. આપણો વાણીઆનો ધર્મ માટે શીખવું જોઇએ માટે કાલથી તને નીશાળે મુકી આવીશ. કેમ, તારો શું વીચારછે.

ઊદેચંદ—ના, માતાજી હું કંઇ નીશાળે જનાર નથી મને ભણવું ગમતું નથી, મારી પાસે ઉદ્યમ છે

તેથી કરીને કોઈ ઘરેણું પેહેરીને આદમી જતોહો ય તેને લઈ આવું તો ઘેર બેઠા પઇસો આવે માટે હું તો ભણવાનો નથી. (સરવે જાયછે.)

પડદો પડેછે.

## અંક ૩જો.

---

### પ્રવેસ ૧૨મો.

સ્થલ રૂપચંદની હવેલી

(રૂપચંદ, દાશી, વીજી, બ્રાંમણ તથા [illegible].)

રૂપચંદ— માતાજી, લગનનો શુભ દહાડો પાશે આવ્યોછે, ને આપણેતો બેશારહ્યા [illegible]; માટે લગનની સામગ્રી તઇયાર કરવી જોઈએ.

વીજી— પુત્ર, હું બધુએ સમજુ છઊં, પરમદહાડે

આપણે જાન લઇને જવુછે; પણ મેં તે સર્વે તઇયાર કરી રાખ્યુંછે, ને આપણે બ્રાંમણને બોલાવા સરવે ઠેકાણે જાનમાં આવવાનું કહાવાને.

(દાશીને બોલાવેછે,—દાશી આવેછે)

દાશી— બાઇસાહેબ, શું હુકમ ફરમાવોછો.

વીજી— જા આપણા ગોરને બોલાવીલાવ.

(દાશી જાયછે ને ગોરને બોલાવી લાવેછે.)

બ્રાંમણ— કેમ વીજી મને શું કરવાને બોલાવ્યોહતો?

વીજી— ગોર તમે આપણી ન્યાતમાં કહી આવો કે રૂપચંદના લગન અહમદનગર થવાનાછે, માટે જાનમાં આવે; ને તમે પણ તઈઆર થઇને આવજો આપણે આજે જવુછે.

(જાયછે.)

સરવે લોકો આવેછે, ને જાન તઈઆર થઈને જાયછે.

(પડદો પડેછે.)



## પ્રવેસ ૧૩ મો.



સ્થલ અહમદનગરનું પાદર.

ગોકલદાસની હવેલી.

(ગોકલદાસ, તેજકોર, ઉમીઆ, પાછલથી જાન.)

ગોકલદાસ—અરે પ્રાણપ્રિયા, લગ્નનેતો હવે બે દીવશ રહ્યાછે, ને જાનતો હજુસુધી આવી નહીં.
તેજકોર— આજ સાંજ સુધીમાં પણ આવવા જોઇએ.

[ઉમીઆ પ્રવેશ કરેછે.]

ઉમીઆ— માતાજી, મારા લગ્નતો પરમ દીવશે થવાનાછે, ને જાનતો હજુ આવી નથી?
તેજકોર— હા પુત્રી, લગ્નને ફક્ત બે દહાડા રહ્યા, ને જાનતો આવી નહીં; મને લાગેછે કે બે દહાડામાં જાન આવશે ખરા.

ઉમીઆ— હા માતાજી ખરીવાત, હવે હું રજા લ ઉછું. [એમ કહી જાયછે]

[બ્રામણ પ્રવેશ કરેછે.]

બ્રાંમણ— ગોકલદાસ, જાન પાદરે આવી પડીછે, માટે તેડવા જવાની તઈઆરી કરજો.

ગોકલદાસ— ઠીકછે વારૂ, [બ્રામણને રજા આપેછે] ને પોતાની બઇરીને કહેછે, અલી જાનતો આ-વીછે; ચાલો આપણે તેડવા જઈએ, હું મરદને તેડી લાવું, ને તું બઇરાને તેડીલાવ.

[તેજવાર બઇરાને તેડીલાવેછે, ને ગોકલદાસ મરદોને તેડીલાવી સઉ ભેગા થઈ તેડવા જાયછે.]

રૂપચંદ— માતાજી, પેલા લોકો તેડવા આવેછે.

વોજી— વારૂ પુત્ર આવેછે ત્યારે સઘળાને તઇઆર કરો.

[બધા તઇઆર થાયછે.]

ગોકલદાસ— કેમ રૂપચંદશેઠ આવ્યા?

રૂપચંદ— આવો સસરાજી બેશો.

[બધાને બેશાડે છે, ને પાન સોપારી આપે છે ને રૂપચંદના સાસરા તરફ જાયછે]

તેજકોર—કેમ છે વીજીવેવણ તઇઆર થયાછો.

[હવે રાત્રીને સમયે બધા પાછા એકઠા થાયછે, ને ઘોડે ચડાવેછે; ને બઇરાઓ ગીત ગાયછે.] પછી વર કન્યાને માહેરામાં પધરાવેછે ને પછી મંગળફેરા ફરેછે; [એવામાં પ્રપંચી ઠગનો પુત્ર ઉદેચંદ પ્રવેશ કરેછે.]

ઉદેચંદ— [મનમાં] આહા શું મજેનો રંગ આવી રહયોછે! આવા રંગમાં ભંગ કરવાને હું આવ્યોછું માટે ચાલ હવે ઝટપટ લઇજાવું.

[એમ કહી આકાશ મારગે રુપચંદને અધર લઇ જાયછે]

લાડકોર— અલી પદમની, રુપચંદને આકાશ મારગે કોણ લઈ ગયું?

પદમની— કોનજાણે કોઇ ભુત જેવું લાગે; એનો બાપ મરીગયો તેતો ભુત થઇને નહીં લઈ ગયો હોય?

ઉમોઆ— [રડેછે] અરે આ શો ગજબ! મારા પ્રાણ

પતિને કોણ લઇગયું: [એમ કહી વિલાપ કરેછે]

## લલીત છંદ

---

અરર ઓ હરી, આને શું થયું;
મુજ પતીને તો, કોણ લઈ ગયું.
ઉમ્મર ન્હાનીછે, માહેરા ધણી;
વરશ શોલની, કંથડા તણી.
શી વલે થશે, ઓ કંથ તાહેરી;
તુજવીના પિયુ, શી ગતી મારી.
અરર નાથરે, શું હવે કરૂં;
તુજવીના હુંતા, ઝુરીને મરૂં.

(બધી સ્ત્રીઓ તેને છાની રાખેછે, ને હાહાકાર વરતાઈ રહયોછે.)

(પડદો પડેછે.)

---

## પ્રવેશ ૧૪ મો.

સ્થલ માંડવીશેહેર, પછીથી અહમદનગરી.

(પ્રપંચી ઠગ, પછીથી ઉદેચંદ તથા રૂપચંદ)

પ્રપંચી ઠગ– (મનમાં)અરે મેં મારા પુત્રને રૂપચંદ ને લેવાસારૂ ક્યારનો મોકલ્યોછે, પણ હજુસુધી આવતો જણાતો નથી; અરે ભગવાન! હું મારા પ્રપંચમાં શુ ફાવવાનો નથી? ખેર જે થાય તે ખરૂ.

(એટલામાં ઉદેચંદ પ્રવેશ કરેછે.)

ઉદેચંદ– પિતાજી, એને હું મંગલફેરા ફરતી વખતે ઉપાડીને લઈ આવ્યોછું.

–બેત.–

પ્રપંચી ઠગ–

અરે બચ્ચા રૂપચંદ, કોણછે તારૂ આહીં;
એક ઘડીમાં પોંચાડુ, તુને મસાંણની માહીં.

રૂપચંદ—

અરે મોતીચંદ, તુ શું કરી રહયોછે શોર;
ઈશ્વર મારો આહીંછે, તે ઉતારશે તારો તોર.

પ્રપંચી ઠગ—

અરે પુત્ર ઉદેચંદ, તું લઈ જાને આ વાર;
હમણા એને કેદકર, પછી મારીશું ઠાર.

ઉદેચંદ—

અરે પિતા હું તમારો, હુકમ ચડાઉ શીર;
કેદ કરીને હમણા આવું, એવોછુ હું વીર.

(એમ કહી રૂપચંદને લઈજઈ કેદ કરી આવેછે )

રૂપચંદ— (મનમાં)ઓ પરમેશ્વર, આ વખત મારૂ કોણ બેલીછે? હું અહીંને અહીં મરી જવાનો; માહારી વ્હાલી માતા તથા મારી સ્ત્રીની શી વલે થસે, તે મારા વગર કદાપી જીવનાર નથી.

(એમ કહી રડેછે.)

## દોહરો.

રૂપચંદ—

અરે ઈશ્વર સહાય થજે, નથી એક ઉપાય,

સાંભરીયો નાગ દેવતા, કર મોરી રક્ષાય.

## -ઓખાહરણ-

નાગ દેવતા—

અરે પુત્ર શું પડયુ દુઃખ;
સંભાર્યો કેમ ઉતરૂ મુખ.

રૂપચંદ—

તમે જાણોછો સરવે વિસ્તર;
સઘલા દુઃખ તણા હરનાર

નાગ દેવતા—

અરે પુત્ર તું ડરના લગાર;
ડંશીશ જઈને હું આને ઠાર.

રૂપચંદ—

તમે વેહેલારે આવજો સહી;
મુને મુકજો જહાં હનો તહીં.

(પછી બંનેજણને ડંશાને મારીનાંખેછે; ને રૂપચંદને તેને સાસરે મુકેછે.)

વીજી—ઓ મારા આર્ય પુત્ર, તને કોણ લઈગયુ હતુ?

રૂપચંદ— માતાજી, જે ઠગ મને ત્રણ મહિના અગાઉ લઈગયો હતો, તેનો છોકરો આ વખતે મને લઈગયો હતો. ને નાગ દેવતાની સાહ્યથી હું તેમના પ્રાણ લેવડાવી સહી સલામત રીતે આ વ્યોછું; ને સઘળા દુ:ખમાંથી નિવારણ થયોછુ.

ઉમીઆ— કેમ પ્રાણપતિ, તમને કોણ લઈગયુ હતુ?

રૂપચંદ— પ્રાણપ્રિયા એ સઘળી હકીકત સર્વેને હું કહી સંભલાવુંછું.

(સઘળી જાન બેઠીછે, ને રૂપચંદે સઘળી હકીકત કહી સંભલાવી.)

ગોકલદાસ— અરે રૂપચંદ તમે આવ્યા તો બહુસારૂ થયુ.

રૂપચંદ— વારૂ સસરાજી, હવે હમને વદાય કરોતો બહુ સારૂ.

ગોકલદાસ— જો તમારી મરજીછે, તો ચાલો વદાએ કરવા આવીએ.

(સઘલી જાન જાયછે, ને થોડેક દુરથી ગોકલદાસ ને બીજા વગેરે; વદાએ કરી પાછા વળેછે.)

હવે રૂપચંદે રસ્તામાં મુકામ નાખેલો ને રાત-
ને વખતે એક કઉતગ થયું, તે નાંચે પ્રમાણે)

ભગવંતરાય—ઉઠીને (મનમાં) મારી સ્ત્રી ઘણી કજી
આખોર છે, ને હું મારા પેટ જોગુપણ પુરૂ કરી
શકતો નથી; તેથી આ કામ ઠીકછે, (પ્રસિદ્ધ)-
આપણે રૂપચંદની સ્ત્રી ઉમોઆનું ઘરેણુ લઈને
નાશી જઈએ.

કેશરમા— ઠીક તારે ચાલો.

ભગવતરાય— અરે પ્રાણપ્રિયા, જો આપણે એમ ક
રતા રૂપચંદની સ્ત્રીનું ઘરેણુ ઉતારી લીધું ને
માલમ પડશે તો આપણે બંને જણ મારયા-
જઈશું.

કેશરમા— કંઇએ નથી માલમ પડતુ; આપણે જતા
રહીશુ.

ભગવંતરાય— ચાલ તારે ઠીક તાકીદ કર.

કેશરમા— લો આ છરો એના વતી ઉમાયાના ઘરે-

ણું કાપીલેજો.

(બંને જાયછે)

ભગવંતરાય— અરે આ ઉમીઆ કેવી શોભીરહીછે.

કેશરબા— વાહા! શું એની કાંન્તી એની શોભાનો કંઈજ પાર નથી.

(બંનેજણ ઘરેણા લઈ નાશીજાયછે)

(પડદો પડેછે.)

## પ્રવેશ ૧૫ મો

સ્થલ શામકોરનો ઓરડો.

(શામકોર એખલી બેઠીછે.)

શામકોર— અરે ભલા ભગવાન, અરે ઈશ્વર! ઓ પ્રભુ; મારા પર તેં દુઃખના ડુંગરો વરશાવ્યા. ઓ ભલા પતિ, ઓ પુત્ર, તારા અકાલ મ્રત્યુ વિશે હું જાણતી નહોતી; અરે આતો મરણ પામ્યા એમ લાગેછે! અરે બલી કેહેવતછે કે જીવતા નર ભદ્રા પામશે; પણ એ કેહેવત હવે

શા કામની. અરે! મારો આખર આવી રહ્યોછે શું હું આ દેખુછું તે સ્વપ્નતો નહીં હોય? પણ ખરેખર સ્વપ્ન નથી; અને આતો ખરી રીતે મરણ પામ્યાછે; અરે ભલા ભગવાન, જગતના પેદા કરનાર, તારી ખુબીને તો કોઇ પોંચનાર નથી; અરે મારે એકલા જીવીને શું કરવુંછે. પણ શું કરવું તે મને સુઝતુ નથી; અંરે એક ઉપાય મને સુઝયોછે. ચાલ પેલા અંદરના ઓરડામાં તલવારછે તે કાહી આ બેની સાથે મારી ત્રીજીની પણ લોથ પાડુ.

(એમ કહી ઓરડામાં ગઇ ને તલવાર લાવીને છાતીમાં ભોંકી કે તરતજ ભોંયપર પડી ને તરતજ મરણ પામી)

---

પ્રગટ કર્તા— માટે જુઓ સર્જનો પ્રપંચ કીધામાં કેટલાક ગેર ફાયદા થાયછે, ને હીંમત રાખ્યાથી કેટલા સુધારા થાયછે? તે આ ઉપરથી માલમ પડશે. જે હીંમત રાખે ને સત્ય ચાલે તો તેને પેહેલવેહેલું

જરા દુ:ખતો પડે પરંતુ પાછલથી તેનો જય થાય ને સુખ પામે; મારો કહેવાનો હેતુ એટલોજ છે કે પ્રપંચ ન કરતા સત્યે વરતવું કેમકે આ પ્રપંચી ઠગ (મોતીસા)પરથી માલમ પડશે કે એને પ્રપંચ કર્યો અને પેહેલ વેહેલોતો જરા સુખીયો થયો; પણ આખરે તેઓના કુટુંબનો નાસ થયો અને ત્રણ જણનો જીવ ગયો; માટે હે સજ્જનો હીંમત રાખવીજ. એટલુજ નહીં પણ સત્યે વરતવું.



(પડદો પડેછે.)

## પ્રવેસ ૧૬ મો

સ્થલ વીરસીંહનો મેહેલ, પછીથી કચેરી.

(વીરસીંહ, તારામતી, પાછળથી કચેરીમાં પ્રધાન, રાજા, ચોબદાર વગેરે)

વીરસીંહ– અરે પ્રાણપ્રિયા તારામતી.
તારામતી– શું કહોછો પ્રાણનાથ.
વીરસીંહ– શું તું રૂપચંદની સ્ત્રીની વાત નથી-

જાણતી?

તારામતી— શું પ્રાણનાથ એ ખરાબ ચાલનીછે?

વીરશીંહ— ના ખરાબ ચાલ વિશે નથી, એ બ-ચારીનું ઘરેણું કોઇ કાઢી લઈ નાશી ગયુંછે; એવું આપણો જમાદાર કહેતો હતો.

તારામતી— શું. એ બચારીના ઘરેણાં કોઈ લઈગયું.

વીરશીંહ— કોઈ લઈગયુંતો ખરૂ; ચાલ, હું કચેરીમાં જાઉ ને એની ખોલ કરૂ; જડશેતો પાછું અપા-વીશ.

તારામતી— વારૂ પ્રાણનાથ, વ્હેલા પધારજો.

(કચેરી સઘળી બેઠીછે, ને વીરશીંહ મહારાજ પધારેછે)

ચોબદાર— વીરશીંહ મહારાજને ઘણી ખમાં ખમાં'

(રાજા આસન ઉપર બીરાજેછે.)

રાજા— પ્રધાનજી, પેલા બચારા રૂપચંદની સ્ત્રીનું ઘરેણું કોણ લઇગયું, કાંઈ માલમછે?

પ્રધાન— હા માહારાજ હું તમને કેહેવાનો હતો.

રાજા— એ વિષે જે વાત જાણતો હોયતો તે મને કહી સંભલાવ.

પ્રધાન– મારો કાકો અબદુલા સવારે જંગલ-પાંણી જઇને આવતો હતો, ત્યારે ભગવંતરાય જે રૂપચંદની પડોશમાં રહેછે," તે ખેતરમાં ઘરેણા દાટી પોતાના ઘર તરફ જતો હતો; એમ કહેતો હતો.

રાજા– પ્રધાનજી, તમારા કાકા અબદુલાને બોલવી મંગાવો.

પ્રધાન–શારૂ મહારાજ હું બોલાવવાને હુકમ કરૂછું.

પ્રધાન– ચોબદાર તું જા, ને મારા કાકાને બોલાવી લાવ.

(ચોબદાર જાયછે ને પ્રધાનના કાકા અબદુલાને બોલાવી લાવેછે.)

અબદુલખાં– કેમ રાજાજી શું હુકમછે.

રાજા– અબદુલખાં, આજ સવારે તમે પેલા ભગવંતરાયને ઘરેણુ દાટતા જોયો હતો?

અબદુલખા– હા માહારાજ જોયોહતો.

રાજા– આજતો કચેરીનો બખત થઇગયોછે માટે ભગવંતરાયને તેડી કાલે ૧૦ કલાકે કચેરીમાં હાજર થજો.

અબદુલખાં— વારૂ મહારાજા, (રજા લઇ જાયછે)

[સઘલી કચેરી બરખાસ્ત થાયછે]

(પડદો પડેછે.)

## પ્રવેસ ૧૭ મો.

સ્થલ જંગલ, પાછલથી ગાજરશેહેર.

[રૂપચંદનો રાતવાસો]

ઉમીઆ— પ્રાણપતી, આમ આવોની; જુવોની મારા સઘળા ઘરેણા કોઈ હરામખોર લઈને નાશીગયું.

રૂપચંદ— શું તારા અમુલ્ય ઘરેણા કોઈ ઉતારી ગયુ?

ઉમીઆ— અરે પ્યારા ખરીવાત સઘલી મારી કોટ ખાલી થઈગઈ.

રૂપચંદ— અરે, નક્કી જાનમાનું આદમી હશે

(ઘોઘાટ થવાથી બધા બહરા રૂપચંદના તંબુમાં પ્રવેશ કરેછે.)

સામલ– અલી ઉમીઆ તારા ઘરેણા કોણ કાડી લઇ ગયુ.

ઉમીઆ–કોઈ કાડી ગયું તો ખરૂં, પણ મનેતો ખબર નથી, હશે ઇશ્વરે ધારયુ હોય તે બન્યા જ કરેછે; પણ હવે જલદીથી શેહેરમાં જઇ રાજાને ત્યા જાહેર કરીએ.

[સરવે જાન જાયછે]

વીજી– અલી ઇશ્વરી, તમે તથા શામલ અગાઉથી શેહેરમાં જઇને રશોઇ પાંણીની તેવડ કરો; અમો પાછલથી આવીએ છઇએ.

ઇશ્વરી– જેમ તમારી આંગ્ના, અને જઇએ છઈએ.

(એમ કહી બંનેજણ જાયછે.)

વીજી–શેહેરતો લગભગ આવ્યુછે, રશોઇપણ તઇયાર થઇ હશે; માટે સરવેજણ જઈને ભોજન કરોએ.

(એમ કહી પોતાના ઘરમાં જુવેછે તો રશોઇ તઈયાર થઇ રહીછે, ને સરવે ભોજન કરી પોત પોતાને ગેર જાયછે.)

(પડદો પડેછે.)



## પ્રવેસ ૧૮ મો.

સ્થલ વીરશીંહની કચેરી.

(કચેરી બેઠીછે, ને રાજા તથા પ્રધાન આવેછે)

વીરશીંહ— પ્રધાનજી, હવે તમારા કાકા તથા ભગવંતરાયને બોલાવો.

પ્રધાન— ચોબદાર જાવ શીપાઇને કહો કે બંનેજણને બોલાવી લાવે.

(બંનેજણ આવેછે)

વીરશીંહ— અબદુલા તમે એને ઘરેણું દાટતા નજરે જોયોછે?

અબદુલા— હાજી, મેં નજરે જોયોછે.

વીરશીંહ— કેમ ભગવંતરાય આ વાત ખરીછે કે નહીં? ને શી રીતે બનાવ બન્યો તે કહી સંભલાવો.

ભગવંતરાય— મહારાજ મારો અપરાધ થયોછે તે ક્ષમા કરો? હું ગરીબ આવ સ્થામાંછુ તેથી કરીને મેં એ કામ કીધુંછે, માટે મારો ગુનો માફ કરો.

વીરશીંહ—જાઓ તમે બધું ઘરેણું રૂપચંદને આપીદો ને હું તમને માફી આપુછું; કારણ કે તમે બધી વાત કબુલ કરી તેથી કરીને.

(હવે ભગવંતરાય જાયછે ને રૂપચંદને ઘરેણું આપી આવેછે.)

[સરવે કચેરી બરખાસ્ત થાયછે.]

(પડદો પડેછે.)

## પ્રવેસ ૧૯ મો.

સ્થલ રૂપચંદની હવેલી

(રૂપચંદ, ઉમીઆ, વીજી, બેઠાછે.)

રૂપચંદ—મારી પ્રાણપ્રિયા અને મારી માતાજી, આ પણ સરવે ગએલુ ઘરેણુ પાછુ મલ્યુછે, ને તે વાતનીતમારે કંઇ ફીકર રાખવા નહીં; જુવો કે આપણુ નશીબ મોટુછે, તો મને કે હું દુઃખ પડ્યુ તોપણ મેં સબુરી રાખીતો નિવારણ થયું.

વીજી— હા પુત્ર, હવે આપણા દુઃખ ગયા.

[હવે રૂપચંદ, ઉમીઆ, રૂપચંદની મા (વીજી) સરવે જાયછે. તથાસ્તુ] (પડદો પડેછે.)

## સરવે પાત્રો મળી ઇશ્વરની સ્તુતી કરેછે.



### —પદ—

સમરો પ્રભુનું નામ, સજ્જનો સમરો પ્રભુનું નામ.
ખેલ થયો આ તમામ, સજ્જનો સમરો પ્રભુનું નામ;
વણીક પુત્ર નીતીએ રહયોતો, પામ્યો શુખનું ધામ.
સજ્જનો—
બાલપણામાં આ ગ્રંથ આરંભ્યો, કરવા જુગમાં નામ.
સજ્જનો—
જ્ઞાની તમને વંદન કરેછે, નામ થાએ ગામો ગામ.
સજ્જનો—
શાહે વીનાનોતો જય થયોછે, કરીએ સૌને પ્રણામ.
સજ્જનો—



## સલામ.

સલામ સલામ સલામ, સાહેબોને સલામ;
રૂપચંદ તો શુખી થયો, રાખી મન શું હામ.
સલામ—
લઇ નથી જાતું કંઇ, કરજો રૂડા કામ;
નથી હુમે કવા જરે, લો પ્રભુનુ નામ.
સલામ—
મેહેરબાની કરજો હુમપે, ભુલચુક હોય કોઈ ઠામ.
શુધારવાની તસ્દી લેજો, કરજો એટલુ કામ.
સલામ—
રજા લઈએ હવે હુમો, સાહેબોને સલામ;
સલામ સલામ સલામ——





# પદમકલા અને પ્રમોદની વાર્તા.



અવંતીપુરીને વિશે ગુલાબશીંહ નામનો રાજા રાજ કરતો હતો; તેવી નગરીમાં પાનખર રતુ ફુલી રહીછે, સુંદર શરોવર તથા બાગ બગીચા શેહેરને વિશે દીપી રહ્યાછે, રાજા ન્યાયથી રાજ ચલાવેછે, પ્રજા સુખ ચેનથી વેપાર ધંધો કરેછે, વલી આ રાજાની મેહેલની સામે એક શુંદર રત્નકુંડ નામનું શરોવર આવી રહ્યુંછે, શેહેર બાહાર ચારે બાજુ ફરતો કોટ દીપી રહેલોછે, રાજાના બાગ બગીચાની અંદર દરેકજાતના ફુલ ફુલ જેવાકે- ગુલાબ, ચંપો, ચમેલો, મોગરો વગેરે સારી વાસના ફેલાવેછે; આ રાજાને બે મેહેલછે, તેમાં એક મેહેલમાં પોતે પોતાના કુટુંબ પરીવાર

સાથે રહેછે, અને બીજે મેહેલ વરસમાં બેજ વખત ઉઘાડવામાં આવેછે, કારણ કે આ મેહેલ શેહેર બાહાર હતો, અને વલી જંગલમાં હતો; તથી કરીને વરશમાં માત્ર બેજ વખત રાજા પોતાની સેના સહિત રાજ દરબારીયોને મીજબાની આપતા; તેથી કરીને ત્યાં આગલ આ બેજ વખાત મોટા શેઠીઆઓ વગેરે મોજલસમાં પધારતાહત.

હવે આ રાજાની ઘણીજ શીયલવંતી કમલા નામની સ્ત્રી હતી, તે ઘણીજ દીઠે ખુબશુરત તથા કાન્તીવાન હતી; હવે કેટલાક વરસ પછી આ શીયલવંતી કમલાને ધર્ભવાશ રહયો; ને થોડેક મહીને તેને સુંદર રૂપવાન અને ખુબશુરત પુત્રી અવતરી. આ વખતે બ્રાંમણને તેડાવ્યો અને ગુંલાબશીંહે ઘણી નમ્રતા પુરવક કહ્યું—

ગુલાબશીંહ— અરે મ્હારાજ, જુઓ આ પુત્રી કયા નક્ષત્રમાં જનમીછે તે બતાવો? અને એનુ નામ શું પાડવુ તે કહો:

બ્રાંમણ— રાજા ધીરાજ કહુછું.

(એમ કહી પોતાનુ તીપણું કાડી રાશી જોઇ

અને પાટલા ઉપર ગુલાલ નાંખો જનમાક્ષર તઇયાર કરેછે)

બ્રાંમણ— આપનો પુત્રી સારા નક્ષત્રમાં જન્મેલીછે, અને એનો રાશી કન્યા ઉપરછે, માટે આ ઉપરથી એના નામ જેવાકે,- પ્રભાવતી, પદમકળા પદમણીં, એ વગેરેછે. હવે તમને આ નામમાંથી કયુ નામ વધારે પસંદછે.

ગુલાબશીંહ— કેમ પ્રાણપ્રિયા, આ નામમાંથી તું કયુ નામ પસંદ કરેછે?

કમળા— મનેતો પદમકળા ઠીક લાગેછે; પછી તો આપની મરજી.

ગુલાબશીંહ—મને પણ એજ પસંદ પડેછે; (દાશીને) હે જમની જા તું મારી બેનને તેડી લાવ.

જમની— રાજા ધીરાજ હા જાવુછું.

(એમ કહીને જાયછે ને તેડી લાવેછે)

ગુલાબશીંહ— બેહેન, આ છોકરીનું નામ પાડ; ઉપલા ત્રણ નામ આવેછે.

(પદમકળા નામ પાડેછે, અને રાજા બક્ષીશ પા આપેછે; અને ગોરને ઈનામમાં શેલા

ધડી વગેરે આપી વદાય કરેછે.)

હવે પદ્મકળાતો દહાડે ન વધે તેટલી રાતે વધે, અને રાતે ન વધે એટલી દીવશે વધે, એમ કરતા વરસ પાંચેકની થઈ, એટલે રાજાએ તેને નીશાળે મુકી; ત્યાં આગળ તે ભણી ગણી ઘણીજ હોશીઆર થઈ, અને મનમાં વીચાર કરેછે કે, મારૂ જોબન ચાલ્યુ જાયછે. અરે મારા માત પીતા એ વીશે કાંઈપણ વીચાર નથી કરતા !! એ-વી રીતે વીચારમાને વીચારમાં ગરક થઇગઈ; ને તે પોતાની બારીમાં બેઠીછે, ને વીચારેછે કે મારે શું કરવું; મારી જુવાની જાયછે, મારાથી કામાતુર દેહની પીડા ખમી શકાતી નથી; અરે હું શું કરૂ,

આવીરીતે ઉદાશ ચેહેરે બેઠીછે, એવામાં તે શેહેરના શાહુકારનો પુત્ર કે જેનું નામ પ્રમોદ કરીને હતુ; તે પણ ભર જુવાનીમાં આવી રહયોછે, ને તેની ઉમર આસરે શોલેક વરસની હતી; તેને દેખીને ગમેતે સ્ત્રી મોહીત થયા વગર રહેજ નહીં. તે પોતાના મીત્ર સહીત શેહેરમાં ફરવા નીકલેલી

છે. ફરતા ફરતા બે ત્રણ ગાઉ ઉપર નીકલીગયાછે ને ભુખ તથા તરશથી ગલું શોશાઈ ગયું છે, તેથી જલદીથી પોતના શેહેર તરફ રવાને થયા; હવે જે મીત્રો સાથે હતા તે પોત પોતાને ઘેર ગયા; ને પ્રમોદ પણ પોતાના ઘર તરફ પાછો ફરયો; તે રાજાના મેહેલ નીચે થઇ ચાલ્યો જતો હતો, એ વખતે જે પદમકલા પોતાના વીચારમાંને વીચારમાં ગરક થઈ ગઇ હતી તે આવા કાંતીવાન પુરૂશને જોઇને એટલી બધીતો મોહીત થઈગઇ કે પ્રથમતો તેનાથી એકપણ શબ્દ બોલી શકાયો નહીં; પણ જરા હીંમત રાખીને તેને પુછયુ કે તમે કોણ પુત્રછો ને તમારો મુકામ ક્યાંછે? આવું સાંભલી પ્રમોદ પણ એકદમ મોહીત થઇગયો; પણ શું કરે કે રાજાનો મેહેલછે તેથી તેને નીશાની આપી કે મારૂ ઘર શરાફ બજારમાં આમલીના ઝાડ આગલછે; એટલું કહીને પોતાના ઘર તરફ ચાલતો થયો.

હવે પદમકલાએતો નીશ્ચય કરયું કે પરણું તો એને-જ પરણું નહીં તો સરવે મારે ભાઈને બાપછે, પછી તરતજ પોતાની દાશીને બોલાવી કહ્યું કે તું

અહીંથી શરાફ બજારમાં જા ને ત્યાં આમલીના ઝાડ આગલ પ્રમોદ નામનો શાહુકાર રહેછે, તેને જઇને તું સમજાવજે કે જો તમો મારી બાઇ સાથે મુલાકાત નહીં કરોતો તે તમારા વગર પ્રાણ તજશે; તો તે સ્ત્રી હત્યા તમારે શાર લાગશે. માટે કરીને તમે કબુલ કરો. જો આ કામ તું કરશેતો હું તને મારા મારા ગલામાં આ હારછે તે આપી ખુશી કરીશ. ત્યાંથી જમની ચાલી અને શરાફબજારમાં જઈ શાહુકારના છોકરાને કહેછે,- અહો આપનું નામ પ્રમોદકે? તમને મારી બાઇ સાહેબ બોલાવેછે, ને જો તમે નહીં આવો તો તે પ્રાણઘાત કરશે ને તેથી સ્ત્રી હત્યા તમને લાગશે. આવું સાંભલતાને વાર પ્રમોદે કહ્યું, અરે ઓ દાશી. આ શબ્દ તું શું બોલેછે, તને કાંઇ વિચાર બીચાર નથી કે શું? અમે વણીક ને રાજાની કુંવરી ક્યાં.

જમનાએ કહ્યું કે આટલા બધા વીદવાન છતાં ગુસ્સે શા સારૂ થઈ જઓછો; જુવો કે,

"ઈસ્ક લગા મેં ડકીશે, તો પદમની ક્યા ચીજ હે.'

ગમે તેવો માહા પ્રતાપી શુર્ય કે જે આટલો બધો

તેજસ્વીછે, તોપણ ગરીબ અને પઈસાદારને સર-ખોછે, કારણ કે તે ફકત પઇસાદારના મેહેલ ઉપર તેજઆપેછે. એટલુંજ નહીં પણ ગરીબના ઝુપડાઓ પર પણ તેજ આપેછે. માટે હે સજ્જન પુરૂષ, તમો જલદીથી હા પાડો; કારણ કે અને બહુજ વાર લાગી, ને મારી બાઈસાહેબ વાટ જોતા હશે.

આવા વચન સાંભલી પ્રમોદ એટલો બધો તો શરમથી લજવાઈ ગયો; તેથી જરાક ધીમેથી બોલ્યો કે હું કેવીરીતે આવું? તે તુ તારી રાંણીને પુછતી આવ.

જમની ત્યાંથી તરતજ ખુશી થતી થતી પોતાની રાંણીના મેહેલ તરફ ચાલી. હવે પદમકલા જે કે એના વાટ જોઇ બારીએ બેશી રહી હતી, તે એકી નજરે જોયાકરતી હતી; તેને પોતાની દાશીને આવતી જોઇ ખુશી થઇ. તેને પુછ્યું કે તું શા સમાચાર લાવી? દાશી બોલી કે બાઇસહેબ, સરવે સારા વાનાજ થયાછે, મોટાનું નશીબ મોટુંજ હોય; મેં તેને એવો સમજાવ્યોછે કે જેમ સીસુ આગમાં પીગલી જાય તેમ તેનું મન પીગલાવી

નાખ્યુછે; પણ તેણે પુછાવ્યું છે કે હું કેવીરીતે આવું તે મને નાશાની આપ.

આટલા શબ્દ સાંભલીને પદમકલાના મનમાં હરખતો સમાતો નથી; ને પોતાની દાશીને કહેછે કે ધન્યછે તારા માત પિતાને કે તેં મારૂં કામ પાર પાડ્યુછે, માટે લે આ મારા ગલાનો હાર, તને આપુછું ને તું જઇને પ્રમોદને કેહેજે કે તમે રાતના બાર વાગે આવજો; ને જે રાજાનો બાર દરવાજાનો મેહેલછે તે વરશમાં બેજ વખત ઉઘડેછે, તે મેહેલે આવવું. ને તે વખતે બારીએ દોરડુ બાંધેલુ હશે, તેનાપર ચડીને આવજો. એવીરીતે તું જઇને તેને કહી આવ.

દાશી ત્યાંથી જલદીથી ખુશી થતી થતી શરાફ બજારમાં ગઇ ને સઘળી હકીકત પ્રમોદને કહી સંભલાવી; ને ત્યાંથી દાશી રવાના થઈ.

હવે રાતને સમે એ પદમકલા તથા દાસી (જમની) બંનેજણા મેહેલમાં ગયા; ને ત્યાં સરવે મેહેલમાં રોશની સલગાવી દીધી; ને કાચ વગેરેથી મેહે-

લને દોપાળી દીધો, ને પોતે તથા દાશી બારીએ દોરડું બાંધી વાટ જોયા કરેછે, કે ક્યારે આવશે?

હવે રાતના બારનો શુમાર થયો એટલે પ્રમોદ ત્યાં આગળ આવ્યો કે તેને જોઇ દાશી બોલી કે અહો શુજ્ઞ પુરૂષ! તમે આ દોરડુ ઝાલી ઉપર ચડી આવો. આવું સાંભલતાજ પ્રમોદ ઉપર ચડીગયો, ને જુવેછે તો રોશની ચેતીરહીછે; હાંડીઓ તક્તા વગેરે આવીરહ્યાછે; ને પલંગ ઉપર પદમકલા બીરાજમાન થઇછે, તેને જોઇને એકદમ એટલોબધો મોહીત થઈગયો કે જાણે હમણા એને ગલે વલગી પડું.

હવે પદમકલા વિનંતી પુરવક નમનતાઈથી કહેછે કે અહો આપના દરશણથી મને ઘણોજ આનંદ થયોછે, હે મારા પ્રાણપતી મેં નીશ્ચય કરયું હતું કે તમે જો આવીને ના મલત તો હું પ્રાણ ઘાત કરત. હે પ્રાણપતી મેં નીશ્ચય કરયુંછે કે તમારા શીવાય મારે બીજા સરવે ભાઇ બાપ બરોબર છે, પણ હવે મારાથી ક્ષણ પણ રહેવાતુ નથી. માટે મારા કાંમાઅગ્નિને થંડો પાડો. એમકહી

એકદમ બંનેજણા પલંગ ઉપર મોજ મારેછે.

હવે રાતના ત્રણ વાગાનો સુમાર થયો એટલે પ્રમોદે રજા માંગી; ને કહ્યું કે હે પ્રાણપ્રિયા, મને આજ્ઞા આપો હું કાલ દીને આવી પાછો મલીશ શું કરવું કે આપણો કાંઈ ઉપાય નથી. બાકી મારૂ મન અહીંથી જવાને માનતું નથી; મારો પગ ઉપડતો નથી, પણ લાચારછું કે ગયા વગર છુટકો નથી; ઇશ્વરે ધારયું હશે તો પાછો કાલે આવીને મલીશ. એમ કહી જાયછે.

હવે પ્રમોદ પોતાને ઘેર ગયો. ને સવારે ઉઠી દાંતણ-પાંણી કરી ખાઇપી ને પાછી રાત પડી કે તેજ પ્રમાણે પાછો રાંણીના મેહેલમાં ગયો; ને પોતાનું કામ કરી પોતાને ઘેર ચાલતો થયો. એવી રાતે ત્રણ મહીના સુધી નીત્યે જવા માંડ્યુ,

પદ્મકલા— હે પ્રાણનાથ, મનેતો ગર્ભવાસ રહ્યોછે. ને મારા પિતા જાંણશે તો આપણે બંનેને મારી નાખશે. (એમકહી ચોધારે આંસુએ રડેછે)

પ્રમોદ— હે પ્રાણપ્રિયા, તું આટલો બધો શા સારૂ અપશોશ કરેછે? જે ઈશ્વરે ધારયું હશે તે બનશે; એમાં આપણો કંઇ ઉપાય નથી; જે ભવીશ્યમાં બનવાનું હોયછે, તે બન્યાજ કરેછે; તેને અટકાવવાને કોઇપણ શામરથ નથી; માટે તું ધીરજ રાખ. એવી રીતે તેને દીલાશો આછેપ્યો.

પદમકલા બોલી કે હે સ્વામીનાથ, તમે કહોછો તે ખરૂં પણ તે વિશે આપણે કંઇપણ ગોઠવણ કરવી જોઈએ.

પ્રમોદે જવાબ દીધો કે આજતો બહુજ રાત ગઇછે માટે કાલે ગોઠવણ કરીશું; એમ કહી બારીએથી ઉતરવા માંડેછે, એવામાં રાજા ગુણાબરસીંહ તથા તેનો પ્રધાન શેહરની ચરચા જોવા નીકલ્યાછે, તેને પ્રમોદને પોતાના મેહેલની બારીએથી ઉતરતા જોયો, તેથી કરીને બંનેજણા જલદીથી તેને પકડવા માટે ચાલ્યા.

હવે મેહેલ ઘણો ઉંચો હતો; તેથી પ્રમોદથી

એકદમ ઉતરી શકાયું નહીં. તેને રાજા ગુલાબશીંહ તથા પ્રધાને આવીને પકડયો; ને તેને પુછેછે કે આ લુચ્ચા માંણસ તું કોણછે? ને અહીં તું કેમ આવ્યો હતો?

પ્રમોદ આ વખત તેનો ગુનેગાર હતો ને બોલે તો પદમકલાને દુઃખ પડે; તથી તે એકપણ શબ્દ બોલી શકયો નહીં.

તેને રાજાએ ઘણોએ માર મારયો પણ તેણે એકપણ ઉતર આપ્યો નહીં; એવામાં રાજાની તથા પ્રધાનની નજર મેહેલ ઉપર ગઈ; ને જુવેછે તો અંદર રોશની થઇ રહીછે, બારી ઊઘાડીછે, ને જોઈ બંનેજણા દોરડે બાઝીને ઉપર ચડી ગયા; ને જુવેછે તો પોતાની પુત્રી પદમકલા પલંગ ઉપર ભર ઊંગમાં સુતેલીછે, તેને જોઇ રાજા ઘણોજ શરમીંદો પડીગયો; ને એકપણ સબ્દ બોલ્યા વગર તરત નીચે ઉતરી પડયો. ને પ્રધાનને હુકમ કીધો કે તું એ બંનેને અત્યારે જેલમાં પુરીને આવજે.

હવે ઘણી ગડબડ થવાથી પદમકલાની એકદમ આંખ ઉઘડી ગઈ ને પોતાના પિતા તથા પ્રધાનને જોઇને ઘણીજ શરમાઈ ગઈ ને તેનાથી કંઈપણ બોલી શકાયું નહીં.

હવે રાજા ગુલાબશીંહ ત્યાંથી પોતાના મેહેલમાં આવ્યો; ને પોતાની રાંણીને આ સરવે હકીકત કહી સંભળાવી. આવું સાંભળી રાંણી ઘણીજ ગુસ્સે થઈગઇ; કારણ કે તે પતિવ્રતા હતી. તેને પોતાના પતી શીવાય કોઇપણ પુરૂષનો પરછાયો પણ દીઠેલો નહીં; તેથી તેનામાં ક્રોધરૂપી કાલ ફેલાઇ ગયો. ને એકદમ ચીસ પાડી બોલી ઉઠી કે ધીક્કારછે મને કે મારે પેટે હાવી પુત્રી અવતરી. અરે અણે મારૂં નામ બોલ્યું, અરે એસોત કોણ પુરૂશ હશે! કે તેનબીલકુલ રાજાની પણ ધાસ્તી નહી હોય? અરે એ કરતા મારે પેટ જનમ ના લીધો હોતતો સારૂ. મારે માથે કલંક લાવવાને સારૂ કે શું કરે પેદા કીધી હશે? મારા મનમાં કે કોઇ સારો રાજા જોઇ પુત્રીના લગ્ન કરીશું, તે વિચાર મારો અવળ્યા ગયો. એવી રીતે ઘણાક કઠોર સબ્દ બોલી

આંખમાંથી ચોધાર આંશુંએ રડેછે તે જોઇને ગુલાબશીંહ રાજા તેને હીંમત આપેછે કે તું ધીરજ રાખ, એમાં હવે આપણો કંઇ ઉપાય નથી; પણ તું ખાતરી પુરવક જાંણજે કે હું એવી દુષ્ટ પુત્રીને ઘણીજ ભારે શીક્ષા આપ્યા વગર રહેવાનો નથી.

આ રીતે ઘણો દીલાશો રાંણીને આપ્યો, પણ તેને રાતે ઉંઘ આવી નહીં; બીજે દીવશે શહવાર પડી કે દંત ધાવન કરી રાજાને કચેરીનો વખત થયો તેથી કચેરીમાં ગયો; આ વાત બધા ગામમાં ફેલાઈ ગઇ કે રાજાની પુત્રી કોઈ શાહુકારના છોકરા જોડે લાગુ થઈછે; તેથી રાજાએ તે બંનેજણને કેદ કીધાછે, તેનો ચુકાદો આજે થવાનોછે, તે જોવાને સરવે ગામના લોકો ભેગા થયા.—

હવે રાજા કચેરીમાં આવીને પોતાના પ્રધાનને કહ્યું કે જા તું પદમકલાને તથા પેલા ચોરને પકડી લાવ. પછી પેલા બંનેજણને રાજાની હજુર ઉભા કીધા.—

રાજા ગુલાબશીંહ બોલ્યા કે અહો દુષ્ટ, તું મા

ગ મેહેલમાં સા વાસ્તે ગયો હતો? ને તેં ત્યાં બહેને શું કીધું? તે સાચે સાચું કહીદે.

ત્યારે પ્રમોદ ધીરેથી બોલ્યો કે રાજા ધીરાજ જે થયું તે ખરૂં, આગના આપો તો હમણા મસ્તક ધરવા તઈયારછું. જે માણસ આ આવની પર અવતરયોછે, તેને એક વખત મરવુંછે; માટે હું મરવાથી બીતો નથી. જે હુકમ ફરમાવવો હોય તે ફરમાવો.

આવું સાંભળી રાજાને ઘણો ક્રોધ ચડ્યો, તેને વિચાર કીધો કે એ માણસ મરવાથી પણ બીતો નથી! માટે હે પ્રધાન, એને મારા દેશમાંથી દુર કરવો. ને જો ફરીથી મારા દેશમાં નજરે પડશે તો એનો જાન લઈશ. માટે મારી રૂબરૂ અહીંથી જા.

પ્રમોદે જવાબ દીધો કે રાજા ધીરાજ, હું આજ પછી તમારા દેશમાં પગ મુકનાર નથી. પણ હું શાહુકારનો પુત્રછું; કંઇ લોંડી બચ્ચો નથી. માટે એ વેરનો બદલો વાલીશ, તોજ મારૂં નામ પ્રમોદ

એમ કહી ત્યાંથી પોતાના ઘર તરફ ચાલતો થયો.

હવે રાજા ગુલાબશીંહે પોતાના પ્રધાનને હુકમ કીધો કે પદમકલાને ભોંયરામાં ઉતાર, ત્યાંથી કોઇ-પણ દીવશ નીકળી શકે નહીં.

હવે પ્રમોદ પોતાને ઘેરઆવી પોતાના માત પિતાને મળ્યો, ને તેને ધીરજ આપી કે તમો કશી રીત ધભરાશો નહીં; જે કીસમતમાં લખ્યુ હોય, તે બન્યાજ કરેછે, માટે તમારે કંઇ ચીંતા રાખ-વી નહીં. હું થોડા દીવશમાં પાછો તમને મળીશ.

એવી રીતે તેને ધીરજ આપી પોતાના મીંત્રને ત્યાં ગયો; ને સરવે હકીકત કહી સંભલાવી.

તેનો મિત્ર આ સાંભલી ઘણોજ દલગીરથયો, ને એકદમ ચોધાર આસુંએ રડવા લાગ્યો ને કહ્યું કે તું દેશ છોડીને પરદેશ ના જા, તને હું મારા ઘરમાં ગુપ્ત રાખીશ;

પ્રમોદ બોલ્યો કે હે મિત્ર, તું મને જવાદે.—પણ પેલા મિત્રે માન્યુ નહીં. ને તેને પોતાના ઘર-માં એક ભોંયરૂ હતુ તેમાં રાખ્યો; ને પ્રમોદ રોજ

ખાઇને ભોંયરામાં સુઈ રહેછે.

હવે પ્રમોદે પોતાના મિત્રને કહ્યું કે તું અહીંથી સળંગ ખોદાવ કે જ્યાં પદમકલાનું ભોંયરૂં છે, ત્યાં સુધી જાય—
તે સાંભળી સુરંગ ખોદાવા માંડી, ને નીત્ય રાત દહાડો કામ જારી રાખ્યું.

હવે પદમકલા ભોંયરામાં ઘણોજ વિલાપ કરેછે, ને પોતાના પતીને સારૂ ઘણોજ અપશોશ કરેછે કે, હું કેવી દુષ્ટ, કે મારે સારૂ એને દેશવટો ભોગવવો પડયો; અરે એની ત્યાં શી વલે થઇ હશે! એ સઘળું મારેજ માટે !! હે પ્રભુ હવે મારા પ્રાણપતી સાથે ક્યારે મેલાપ થશે? એવી રીતે અપશોશ કરેછે, હવે તેને પુરા માસ થયાથી એક પુત્ર અવતરયો; તે પુત્ર ઘણોજ કાન્તીવાન હતો.

હવે પ્રમોદના મીત્રએ સલંગ ખોદાવા માંડીહતી તે પુરી થઇ. તેમાંથી આવીને પદમકલાને દીલાશો આપ્યો કે આજ રાતના તારો દીલદાર આશક આવીને મલશે, ને તને લઈજશે. એમ કહી પાછો પોતાને ઘેર આવ્યો.

હવે રાત પડી કે પ્રમોદ તથા તેનો મિત્ર શુરંગમાં થઈને ભોંયરામાં આવ્યા, તેને જોઈને પદમકલા એકદમ તેને વલગી પડી; ને કહેછે કે અહો પ્રાણનાથ, મારા પ્રાણ આધાર, આપના દરશણથી હું ઘણીજ આનંદ પામીછું; અરે મારે માટે કેટલું દુઃખ વેઠવું પડ્યું! હો પ્રાણપતી આટલા દીવશ તમે ક્યાં રહ્યા હતા? તે વીગતવાર કહો?

પ્રમોદે પોતાની સરવે હકીકત વીગતવાર કહી સંભળાવી કે હે પ્રિયા, હું મ્હારા મિત્રના ઘરનાં ભોંયરામાં રહ્યો હતો. અહો! મારે માટે આ પણ શ્રમ વેઠવો પડ્યો, એ બદલો હું ક્યારે વાળીશ; એમ કહી પોતાની પ્રાણપ્રિયાને લઈને સુરંગમાંથી મિત્રના ઘરમાં આવીને તે સુરંગ પુરાવી દીધી.

હવે પોતાના મિત્રની રજા માંગી કે હમને હવે તું જવાદે. કારણ કે રાજા જાણશે તો અમને બંનેને મારી નાખશે.

મિત્રે જવાબ દીધો કે હે મારા મિત્ર, તું પાછો ક્યારે મળીશ; મારીજીભ હા કેહેતા ઉપડતી નથી.

પણ ગયા વગર છુટકો નથી; માટે તું જા ને પાછો વ્હેલો આવીને મલજે.

હવે પ્રમોદ તથા પદમકલા તથા તેનો પુત્ર, ત્રણે જંગલ વિશે ચાલ્યા; તે ગુલાબશીંહ રાજાના ગામથી એક ગાઉને છેટે એક ગુફા હતી, તેમાં મુકામ કીધો. ને જે પોતાનો મિત્ર હતો તે રોજદીને ત્યાં આવી ખાવા પીવાનું આપી જાયછે, ને શેહેરમા જે બીના બનેછે તેની ખબર કહીજાયછે. આવી રોતે બે ચાર દાવશ નીકળી ગયા.

હવે પદમકલાને જે દાશી ખાવાનું ભોંયરામાં આપવા જતી હતી તે પેહેલે દીવશે મુકી ગઈ તેપણ પડી રહ્યું એમ પાંચ દીવશ સુધી મુકીજયા કરયું પણ તે અનામત પડી રહેલું જોઇને વિચાર કરેછે કે કુંવરી અપશોશમાં ને અપશોશમાં ફાંસો ઘાલીને મરીતો નહીં ગઇ હોય! હું જે ખાવાનું મુકીજાઉછુ તેમાંથી જરાકપણ ઓછુ થતુ નથી!! અરે એ બચારીની શી વલે થશે! એ ખાશે નહીં ને બેશી રેહેશે તેમાં એનું શું વલવાનુંછે? એ દલગીર રેહેશે તે-

થી કંઈ એને ભોંયરામાંથી કોઈ બાહાર કાડનાર છે.!!! એમ વિચાર કરીને રાજાની પાસે ચાલી.

દાશી રાજા પાસે જઇને બોલી કે હે રાજા ધીરાજ આપની પુત્રી પદમકલાનેસારૂ હું આજ પાંચ સાત દીવશ થયા ખાવાનું મુકો આવુંછું, તે એમનેએમ પડી રહેછે; માટે એનું શું થયુ હશે? તેની તપાસ કરવા જોઈએ.

આવું સાંભલી ગુલાબશીંહ રાજા બોલ્યો કે તું મારા મોં આગલથી આઘીજા, તું મારે મોડે એનું નામ દેતી નહીં; એનુ નામ સાંભલતાજ મારા મનમાં કરોધ ઉતપન થ.યછે, એ મરીગઈ હશે તોપણ કંઈ હરકત નહીં. તે સાંભલી પ્રધાને જવાબદીધો કે હે રાજા સાહેબ આપણે તેની તપાસતો કરવી જોઇએ કે એનું શું થયું; કંઇ દગોતો થયો નથી. એમ વાચારી બંનેજણા જોવાને ચાલ્યા; ને ભોંયરામાં જઈને જુવેછે તો પદમકલા નજરે પડી નહીં; તેથી દાશીને કહ્યું કે હે દુષ્ટ ચંડાલ તારા શીવાય અહીં કોઇપણ આવતું નથી, ને બીજો રસ્તોપણ

નથી; માટે જરૂર તેંજ નશાડી મુકીછે.

આવાં વચન સાંભળી દાશીએ જવાબ દીધો કે એ વાતની ખબર મને બીલકુલ નથી; તેનો સાક્ષી ઈશ્વરછે, ને એ વીશે હું કંઈપણ જાણતી નથી.

રાજા ગુલાબસીંહ બોલ્યો કે ઠીકછે, કાલે કચેરીમાં સરવે ઈનસાફ થશે.

હવે બીજે દીવશે કચેરી ભરાઈ ત્યારે રાજાએ જમનીને બોલાવી, ને કહ્યું કે તું જ્યારે એ વીશે કંઈપણ જાણતી નથીતો તેને વીશે હમારી ખાતરી શું થાય; માટે આ અગ્નિનો કુંડ છે, તેમાં તું પડીને ફરીથી જીવતી નીકળશે તો હું તારી વાત ખરી માનીશ.

દાશીએ જવાબ દીધો કે હું તઈયારછું જે સાચ છે તેને કદાપી આંચ લાગતી નથી; એમ કહીને આગનીકુંડમાં પડી પણ સાચાપણાને લીધે પાછી સજીવન નીકળી તેથી રાજાએ તુરત ગામમાં ઢંડેરો પીટાવ્યો કે જે કોઈ પદ્મકલા તથા પ્રમોદને શોધી લાવશે તેને મારૂં અરધું રાજપાટ આપીશ.

એવું સાંભલી જે સૂરવીર પુરૂશો હતા, તે સોધ કરવા તઈયાર થયા.

એ વાત બધા ગામમાં ફેલાઇગઈ કે રાજાની કું-વરી ભોંયરામાંથી નાશી ગઈછે,

હવે આ સઘલી વાત પેલા પ્રમોદના મીત્રના જાણવામાં આવી; તેથી તેને રારવે હકાકતથી પ્રમોદ ને વાકેફગાર કીધો.

હવે પ્રમોદ પોતાની પ્યારીને કહેછેકે હે પ્રાણપ્યારી, કે શું આપણા ઉપર દુઃખના ડુંગર વરશી રહ્યાછે! પણ ફિકર નહીં; મને એક કેહેવત યાદ આવીછે કે "હીંમત મરદા તો મદદે ખુદા" અરે હીંમત રાખ વીજા હીંમત વીના કંઈજ વસતુ નથી; હવે પો-તાના મિત્રને કહેછે કે મિત્ર મારે તને એટલુંજ કે હેવાનું કે હું તને એક કાગલ આપું તે તું ટપાલમાં નાંખી દેશે? એટલું કહી નીચે પ્રમાણે લખેછે.

રાજા ગુલાબશીંહ ફત્તેશીંહ,

"જત હું આપના શેહેરની અંદર રહુંછુ", અને તમે જે ડંડેરો ફેરવ્યો તે હું શઘળું જાણુંછુ પણ

મને પકડવાને કોઈનીપણ માએ શેર શુંઠ ખાધી નથી; પણ જો તમે એમ કહેતા હોય કે તે તેની મેલે હાજર થાય તો હું તેને અરધું રાજપાટ આપીશ અને પદ્દમકલા જે મારીસાથેછે, તે તેને પરણાવું, ને તેમને હેરાન નહીં કરૂં. એવું જયારે કહો ત્યારે હું તમારી રૂબરૂ હાજર થાઉં એજ."

લી૦ પ્રમોદ હેમચંદ.

---

હવે આવો કાગળ કોઈથીપણ રાજાને લખી શકાય નહીં; પણ આ પ્રમોદે જે કાગલ લખ્યો, તે ઘણો હીંમત વાલો હતો, અને મોતથી દરે એવો નહોતો. તેમજ કોઈથી પકડાય તેમ નહોતું; તેમ ચાલાકપણ હતો.

હવે આ કાગલ તેનો મીત્ર લઈને રાતો રાત શેહેરમાં જઇ ટપાલમાં નાંખી પોતાને ઘેર ગયો.

હવે સહવારના પોહોરમાં રાજા દંતધાવન કરેછે એટલામાં ટપાલવાલા એક શીપાઇએ તેના હાથમાં કાગળ આપ્યો. આ કાગલ વાંચી રાજા ધુસ્સે બહુ થયો, અને ઘણી તપાસ કરાવી પણ પ્રમોદનો

પતો લાગ્યો નહીં; આખરે રાજાને કાગલનું લખાણ કબુલ કરવું પડયું, અને તે પ્રમાણે વરતવાની ફરજ પડી, અને રાજાએ તરત જાહેરનામા છપાવી ઠામ ઠામ ચોડી દીધા; એ જાહેરનામામાં નીચે પ્રમાણે લખેલું હતું.—

"હે પ્રમોદ, તારી હીંમત અને ચાલાકીથી હું ખુશી થયોછું, અને હું અરધું રાજપાટ અને મારી પુત્રી તારી સાથેછે, તે હું ખુશીથી પરણાવીશ; ને તું કાલે બપોરે કચેરીમાં હાજર થજે."

લી૰ ગુલાબશીંહ ફત્તેશીંહ.

આ પ્રમાણે જાહેરનામા છપાવ્યા એ વાતની ખબર પ્રમોદને પડતાંજ તેને બીજે દીવશે નાહીધોઇ કચેરીના વખતસર પદમકલા ને તેના પુત્રને લઇને હાજર થયો, એટલે રાજાએ માન સાથે તેઓને બેશાડયા; અને તેને કહ્યું કે આ મારા રાજમાં જેટલી ઉપજ આવેછે તેમાંથી અરધા તમારે ત્યાં દરવરશે મોકલાવીશ. અને મારા મરણ પછી તને હું ગાદીનો વારસ બનાવીશ, એ પ્રમાણે લેખ કરી

આવ્યો; અને તે બંનેજણને બડી ધામ ધુમથી પરણાવી સાસરઆરો કીધો.

હવે પ્રમોદ તથા પદમકલા પોતાને ઘેર ગયા, અને મોજ શોખ કરેછે, ને પોતાના દુઃખની વાત માત પિતાને કહી સંભલાવી; અને પોતાના મિત્રને બોલાવીને કહ્યું કે અરે મિત્ર, હું તારો પાડ વાલવાને સક્તિવાન નથી; એટલું કહીને રાજાનો કરેલો લેખ રજુકીધો. તે વાંચીને તેનો મીત્ર ખુશી થયો.

હવે થોડાએક મહીના વીત્યા પછી રાજા ગુલા બશીહ મરણ પામ્યો, એટલે પ્રધાને પ્રમોદને બોલાવી રાજ્ય આસનપર બેસાડયો.

હવે આ પ્રધાન ઘરડો હોવાથી તેને જેટલો પગાર મલતો હતો, તેટલો આપવાનો કબુલ કરી ઘેર જવાની રજા આપી; અને તેને ઠેકાણે પોતાના મીત્રને નીમ્યો. હવે આ પ્રમોદ રાજપાટ કરેછે, અને પ્રમોદ તથા પદમકલા પોતાના દીવશ શુખ ચેનમાં ગુજારેછે. "તથાસ્તુ."

——:*:0:*:——

પ્રગટ કરતા—– સઘલા શદ ગ્રહસ્થોને એટલીજ ત્રિનંતી કરવામાં આવેછે કે આ વારતા હીંમતથી ભરપુર છે અને જો પ્રમોદ હીંમત રાખી વરત્યો તો આખરે તેની ફત્તે થઈ; માટે હે સજ્જનો, તમે ગમે તેવી મુસ્કેલીમાં આવીપડ્યા હોય તોપણ હીંમત રાખી વરતશો તો શુખ પામશો. "તથાસ્તુ."

———:0:———



# પ્રાણલાલ અને

## પ્રાણકોરનો ફારશ.

---

સ્થલ પ્રાણલાલનું દીવાનખાનું.

પ્રાણલાલ— હે પ્યારી પ્રાણકોર, આહા! આજનો દીવશ કેવો રમણીક લાગેછે!!

(આ પ્રાણકોર ઘણી કજીઆખોર અને બદ ચાલની હતી; અને મોડેથી મીઠુ બોલી પોતાના ધણીને સમજાવતી. તેના ચરીત્ર આગલ માલમ પડશે)

પ્રાણકોર— હા પ્રાણનાથ, તમે કહોછો તે બધુ ખરૂં છે, પણ હવેતો જમવાની વખત થઇછે, માટે ચાલો.

પ્રાણલાલ— ચાલો ત્યારે.

(બંનેજણા જમવા જાયછે, ને જમી ઉઠીને બહારના ઓરડામાં આવેછે.)

પ્રાણલાલ— હે પ્યારી, મારેતો કાલે સહવારે ગામ

જવુંછે.

પ્રાણકોર— ના પ્રાણનાથ, હું તમને નહીં જવાદઊં. મારાસમછે જો તમે જાઓતો.

પ્રાણલાલ— હે પ્યારી, મારે ઘણું અગત્યનું કામછે.

—ઓખાહરણ—

પ્રાણકોર—

અરે પ્યારા શું કહું તુને આજું;
તુને છોડતા હું રે ઘણી લાજું.
માટે માનો તમે મારા પ્યારા;
તમે લાગો મુને બહુ સારા.

પ્રાણલાલ—

અરે પ્રિયા જરૂરનુંછે કામ;
થોડા દહાડામાં આવીશ આમ.
માટે ફિકર ના કર લગાર;
ઈશ્વર છેરે સાહ્ય કરનાર.

હવે સહવાર પડી એટલે પ્રાણલાલ દંતધાવન કરીને નાહી-ધોઇ જમીને ગામ ગયો.

હવે પ્રાણકોર મનમાં વિચાર કરેછે; અહો! હવે

પાપ જતુ રહ્યું એટલે તેના આશક નુરખાંને બોલાવેછે, ને રોજ છત્તર પલંગ ઉપર શેહેલ શપાટા કરેછે; એવીરીતે ચમનમાં દાહાડા ગુજારેછે.

હવે નુરખાંએ એક દીવશ કહ્યું કે હે પ્યારી, આપણે આટલા બધા દીવશે શેહેરમાં ગુજાર્યા, પણ એક દીવસ ફુલની શેજ, મીઠાઈ, પાન, ગુલાબ મેવો વગેરે; તરફ તરેહના મેવા સાથે આપણે એકઠા બેસીને જમીએ; પણ તે વાસ્તે તું તારી કંઈપણ જનશ આપે તો ને હું લઇને વેચી આવું; ને તેના પઇસાથી બધો સરસામાન લાવું.

પ્રાણકોર— પ્યારા આશક, લો આ મારી વીંટી પંદર રૂપીયાનીછે, તે વેચીને સઘલો સામાન લઇ આવો.

(હવે જે ગામમાં પ્રાણકોર રેહેતી હતી, તે એક નાનું સરખું ગામ હતું; ત્યાં કંઈપણ ચીજ મળતી નહોતી.)

નુરખાં— હે પ્યારી, હું પાસેના શેહેરમાં જઇ સઘલી ચીજ લઈ બે ત્રણ દીવશમા પાછો આવીશ.

પ્રાણકાર—હા પ્યારા દીલી જાન, તમે લઇને વ્હેલા આવજો; તમારા વગર એક ઘડીપણ ગમશે નહીં.

(હવે એવું બન્યું કે જે શેહેરમાં પ્રાણકારનો ધાગો ગયો હતો, તેજ શેહેરમાં નુરખાં ગયો; અને તે ચોકશીની દુકાને જઇને નુરખાંએ પેલી વીંટી દેખાડી. હવે પેલા શેઠે જોઈને તેની કીંમત કહીને રૂપીયા આપ્યા તેનું નામ પોતાની બુકમાં નોંધી લીધું.

હવે નુરખાં રૂપીઆ લઇ ચાલતો થયો; અને મીઠાઇવાલાની દુકાને જઇ પુછવા લાગ્યો કે આ તો પલીમાં શું છે? ત્યારે મીઠાઇવાલાએ કહ્યું કે આમાં બરફી, પેંડા, કોપરાપાક અને ખાજા.

એટલું કહેતામાંજ નુરખાં બધી મીઠાઇ હતી તે અને ખાજા સુધાં અરધો અરધ ચપાટી ગયો.

હવે પેલા મીઠાઇવાલાએ નુરખાંને ખુબ ઠોક્યો ને કહ્યું કે મારા પઇસા આપ.

ત્યારે નુરખાંએ જવાબ દીધો કે મેં તને પુછ્યુ કે આમાં શું છે? ત્યારે તેં મને કહ્યું કે ખાજા. તો મેં

ખા ગયા. ઉસમે મેં કાયકા પેસા દઉ.
(એમ કહીને નુરખાં ચાલતો થયો; એટલે શીપાઈ કને પકડાવ્યો. પછી શીપાઇ રાજાની કચેરીમાં લઈ ગયો.)

શીપાઈ— ફરીયાદ ફરીયાદ રાજાજી ફરીયાદ.
રાજા— કાયકી ફરીયાદ?
મીઠાઈવાલો— હે રાજા ધીરાજ, આ મારી દુકાનપર આવીને મારી બધો મીઠાઈ ખાઈગયો; માટે મારા પઇસાં અપાવો.
રાજા— હે લુચ્ચા સખશ, તું એની મીઠાઈ સાવાસ્તે ખાઈગયો!

નુરખાં— હે રાજા ધીરાજ, મારી એક ગરીની અરજ સુનો; કે હું જયારે આ મીઠાઇવાલાની દુકાને ગયો, ત્યારે મેં એને પુછ્યું કે આમા શું શું છે? ત્યારે એણે જવાબ દીધો કબરફી, પેંડા, કોપરા પાક ને ખાજા. એવું એણે કહ્યું ત્યારે હું ખાઇ ગયો; ઉસમે મેરા ક્યા ગુના હે.
રાજા— હે સીપાઈ, એની પાસેથી એકદમ પુરા પ-

ઈસા આ મીઠાઇવાલાને અપાવો.

(શાંપાઈએ નુરખાં પાસેથી પઇસા લઈને મીઠાઇવાલાને આપ્યા; અને બધા જાયછે.)

હવે નુરખાં મીઠાઈવાલાની દુકાનેથી અરધી મીઠાઈ લઈ; તથા પાન, ગુલાબ, એલચી, ફુલની શેજ લઈ રાજાની હવેલી નીચેથી જાયછે.

હવે રાજાની કુંવરી પ્રભાવતી બારીમાં બેઠીછે તે આ નુરખાંનુ રૂપ જોઇને મોહોત થઇ ગઈ. અને તેને નીચે પ્રમાણે કહેછે.

## ઓખાહરણ.

પ્રભાવતી—

અરે પ્યારા તમે આમ આવો;
આ બધું લઈને કહાં જાવો?

નુરખાં—

અરે હું જાઉછું મારેરે ગામ;
મારી પ્યારીનું જાહાંછે ઠામ.

પ્રભાવતી— હે પ્યારા, તમે મારૂ કામ કરતા જાઓ.

નુરખાં– હે કુંવરી, હું શી રીતે આવું; મને રસ્તો બતાવો.

પ્રભાવતી– (દાશીને) તું એને રસ્તો બતાવ.

(દાશી બારણા ઉઘાડેછે, નુરખાં અંદર દાખલ થઇને જ્યાં પ્રભાવતી બેઠેલીહતી ત્યાં જઈને તેની જોડે પલંગ ઉપર બેઠો.)

નુરખાં–હે કુંવરી, તેં મને શાસારૂ ઉપર બોલાવ્યો?

પ્રભાવતી– હે પ્યારા, મારાથી કહી શકાતું નથી.

નુરખાં– જે તારા મનની અંદર હોય, તેનો તું જલદીથી જવાબદે ને પરડો ખોલી નાખ?

પ્રભાવતી– હે પ્યારા, હું તમારા ઉપર ઘણીજ આશકછું, માટે મારા કામાઅગ્નિનો તાપ જલદી બુજાવશો?

નુરખાં– હે પ્યારી, વખતે તારા માત પિતા જાણે તો મારી શી વલે?

પ્રભાવતી– એ વાતની તમારે કાંઇજ ફિકર રાખવી નહીં.

(એટલું કહી બંનેજણ પલંગ ઉપર સુઇ

જાયછે. ને હાસ્ય વિનોદ કરેછે; અને આખી રાત મોજ મઝામાં નીકળી જાયછે.)

હવે પાસેના ગામમાં પ્રાણકોર શોકાતુર ચેહેરે બેઠીછે, અને વિચાર કરેછે કે હજુ મારો આશક કેમ આવ્યો નહીં? શું રસ્તામાં હેરાનતો નહીં થયો હોય! કોઈએ એને મારીતો નહી નાંખ્યો હોય!! અરે મેં એને નહીં મોકલો હોતતો કેવું સારૂ!!!

હવે આ પ્રાણકોરથી કામ અગ્નિનો તાપ સેહેવાતો નથી; તેથી બીજા આશકને બોલાવી લાવેછે, તેનું નામ નથુશીંગ હતું તેપણ એવોજ હતો; તેથી તે પ્રાણકોરને ત્યાં આવ્યો. હવે બંનેજણા હાસ્ય વિનોદ કરેછે.

હવે નુરખાં અને પ્રભાવતી પોતાના દીવશ સુખચેનમાં ગુજારેછે, આ વાત દાશી, નુરખાં ત્થા પ્રભાવતી એ ત્રણ શીવાય ચોથુ કોઈપણ જાણતું નથી; હવે પ્રભાવતીની મા જે પદમનીછે તે એક દીવશે પોતાની કુંવરીનાં મેહેલમાં ગઇ, અને નુરખાંને જોઈને કુંવરીને પુછેછે કે હે કુંવરી તેં આ

શું કીધુ? અને મારા કુળને કલંક લગાડયુ; નહીં નહીં બસ તું હવે કામનીજ નહીં. તારૂં મોં કાલુ કર, અને તારા પિતાજીને કહી તમને બંનેને એકદમ મારી નંખાવીશ. (એમ કહી બારણે તાલુ મારોને જાયછે, ને રાજાને બધી વાત કહેછે.)

(એટલું સાંભલતામાં નુરખાંના ટાંટીઆ લબુક લબુક થાયછે.)

નુરખાં— હે પ્રાણ પ્યારી, હવે જવાનો રસ્તો બતાવ નહીંકર મરીજ ગયા.

પ્રભાવતી— હવે કંઇપણ રસ્તો નથી, તમારી જોડે હું પણ મરીશ; જે થાય તે ખરૂં.

(એટલામાં રાજાના શીપાઇ આવેછે, અને બંનેને પકડી લઈ જાયછે, ને રાજાની સામું બંનેજણને ખડા કરેછે.)

રાજા— અરે લુચ્ચા સખશ, તું મારી કુંવરીના મેહેલમાં સા વાસ્તે પેઠો હતો? તે કહીદે.

નુરખાંથી કંઇજવાબ દેવાયો નહીં, તેથી રાજાએ તુરત મારાઓને બોલાવીને નુરખાંનું ડોકુ

પોતાની રૂબરૂનો અંદર ઉડાવી દેવાનો હુકમ કીધો; તેથી મારાઓએ એકદમ તેનું ડોકું ઉડાવી દીધું. તે જોઇને પ્રભાવતી વીલાપ કરેછે.

—લલીતછંદ.—

અરર ઓ પ્રભુરે, આતે શું થયું?
નજર ભાલતાં, શીશતો ગયું.
છોડી પ્રાણ તો, રે ચાલતા થયા;
મુજ મનને, દાગ દઇ ગયા.
પ્યારા હવે જરે, જીવી શું કરૂં;
તુજવીના હવે, ઝુરીને મરૂં.
અરર ઇશ્વરા, ભોગ આજ લે;
જીભ કરડીને, મરવાજ દે.

આવી રીતે વીલાપ કરી જીભ કરડી મરણ પામેછે)

રાજા તેઓની લાસને ડાટવાનો હુકમ કરેછે કે તરતજ મારાઓ તેઓની લાસ ડાટવા લઇ જાયછે.

હવે નુરખાંએ જે ચોકશીને ત્યાં વાટી વેચ્યાં

હતી, તેને ત્યાં પ્રાણલાલ કંઈ કામસારૂ ગયો હતો; ત્યારે પેલા વીંટી ચોકશીની આંગલીએ જોઇ, તેવુંજ પ્રાણલાલે પુછ્યું કે આ વીટી તમે કોની પાસેથી લીધી?

ચોકશી– (પોતાના ચોપડા જોઇને) ફુરખાં નામના આરબ પાસેથી લીધીછે.

પ્રાણલાલ– જો તમે મને આ વીટી આપોતો હું તમને પચાસ રૂપીઆ આપું.

ચોકશીએ મનમાં વિચાર કરી કહ્યું કે કેહેવતછે કે "મલતો નફો નહીં ખાય, તેને માથે જુતીયા" તે કેહેવત પ્રમાણે આપણે ચાલવું. એવું ધારી તે ચોકશીએ તે વીટી રૂપીઆ પચાસ સારૂ પ્રાણલાલને આપી.

પ્રાણલાલ તે વીટી લઇ પોતાના શેહેર તરફ રવાના થયો.

હવે પેલી પ્રાણકોર તેના આશક નથુશીંગ સાથે હાસ્ય વિનોદ કરેછે, એટલામાં પ્રાણલાલ આવીને બારણું ઠોકેછે.

પ્રાણલાલ—અલી ઓ પ્રાણપ્રિયા, મોકું સાંભલેછે કે
(તેનો ઉત્તર નાં મલવાથી ફરીથી કહેછે.—
અલી ઓ રણછોડીઆની બો'ન! બારણું ઉઘાડ!
પ્રાણકોર— આવ્યા તો ભલે, જરા થોભો; આટલી ગડબડ કેમ મચાવી રહ્યાછો! એટલું સાંભળી નથુખાં ધ્રુજતો કહેછે, અરે અંમા ઓ અંમા, મેરેકુ છુપાદે; મેં કયા કરૂં! મેં કીધર જાઉં!!
(પ્રાણકોર પેટીમાં સંતાડી તાલુ મારેછે.)

આ બનાવ પ્રાણલાલ બારણાની ફાટમાંથી જોતો હતો; અને એ ઘણો ચાલાક હતો તેથી સમજી ગયો.

(પ્રાણકોર બારણા ઉઘાડેછે, અને પ્રાણલાલ
અંદર દાખલ થાયછે.)

હવે પ્રાંણલાલે કુંચીલઈ પેટીઓ તપાસી; પણ જે પેટીમાં નથુખા હતો, તે ફકત ઉઘાડવાની રવા દીધી; અને વીંટાનો પતો નહીં મલવાથી પ્રાણકોરને પુછ્યુ કે આમાંથી વીંટી કોણ લઇ ગયું?

પ્રાણકોરથી જવાબ નહીં દેવાયો તેથી પ્રાણલાલે મોટા મોટા શેઠીઆઓને પોતાને ઘેર બોલાવીને મીજબાની આપી. મીજબાની થઇરહ્યા પછી પ્રાણલાલે શેઠીઆઓને કહ્યું કે મને દમનો આજારછે, તેથી હું રસ્તામાં સુતો હતો; ત્યારે મને સ્વપ્ન આવ્યું કે આજ તહેવારનો દીવશછે, માટે તારા ઘરમાં જે મોટી પેટીછે, તે અનામત તાલા સાથે કુવામાં નાંખે તો તારા દમનો આજારછે તે મટીજાય. માટે હું બે મજુરોને બોલાવી લાવું; તમે જરાક બેશજો. એટલું કહી તે મજુરોને બોલાવી લાવીને અનામત પેટી ઊંચકાવીને કુવામાં નાંખી દીધી. જેવી પેલી પેટી કુવામાં પડી એટલે માહેથી એવો પોકાર થયો કે હાયરે હું મરીજાઉછું, મરીજાઉછું મને કાડોરે કાડો.

એવું સાંભલી બધા લોકોએ પુછ્યું કે પ્રાણલાલ, આમાંથી કોણ બોલેછે?

પ્રાણલાલ— એમાંતો મારી કાકી ભુત થઈછે, તે બોલે જો તમે કાડશો તો તમને વલગી પડશે; માટે

કાડશોનહીં.

એવું કહેતામાંજ બધા લોકો નાશીગયા અને પ્રાણલાલે ઉપરથી બે ચાર મોટા પથરા નાંખ્યા ને પછી ઘેર આવ્યા અને શેઠીઆઓને કહ્યું કે મારો દમ જતો રહયોછે, અને આપને જવાની આજ્ઞા આપુછુ.

હવે શેઠીઆઓ પોતાને ઘેર ગયા; અને પ્રાણલાલે પોતાની બઈરીના નાક કાન કાપી ગઢેડે બેશાડી આખા ગામમાં ફેરવાને ગામ બાહાર એક પીપલાનું ઝાડ હતું ત્યાં આગલ ગધેડાને બાંધ્યુ, અને પછી પોતાને ઘેર આવ્યો.

હવે પ્રાણકાર ગધેડા ઉપરથી ઉતરીને નાશીગઇ.

હવે પ્રાણલાલ ખાઇ પીઇને મોજ,મઝા મારેછે અને પોતાના દીવશ આનંદમાં ગુજારેછે.

"તથાસ્તુ"



હવે આનો સાર એટલોજ કે પર સ્ત્રી સાથે પ્રીત કરવી નહીં; અને પ્રીત કર્યાથી કેવા ખરાબ હાલ થાયછે, તે આ લઘુ ફારશ ઉપરથી માલમ પડશે. "તથાસ્તુ."

———:0:———



# અગાઉથી આસરો આપી ગ્રાહક થનાર સદ ગ્રહસ્થોના મુબારક નામ નીચે મુજબ.

—:*:0:*:—

### ભરૂચ.

૫૦ રા૦રા૦ રંગીલદાસ ગોપાળદાસ સુરતી.
૧ રા૦રા૦ હોરાબજી ફરામજી કાપડીયા.
૧ ,,છોટાલાલ વીજભુખણ.
૧ ,,મોતીલાલ માણેકલાલ.
૧ ,,નરોતમદાસ ત્રીભોવન.
૮ ,,ચુનીલાલ વીરચંદ.
૧ ,,બડસાબ ફકરૂદીન.
૫ ,,કાલીદાસ ભુખણદાસ
૫ ,,અમથા પ્રેમચંદ
૨૪ ,,ત્રીભોવનદાસ વીજભુખણદાસની મારફતે.
૨ ,,ત્રીભોવનદાસ વીજભુખણ.
૧ ,,ત્રીકમલાલ નારણદાસ
૧ ,,ત્રીભોવનદાસ મોતીલાલ
૧ ,,કલાનચંદ માણેકચંદ.
૧ ,,ઘેલાભાઈ ગુલાબચંદ
૧ ,,દીપચંદ ભીકેચંદ.
૧ ,,નગીનલાલ માણેકલાલ.
૧ ,,છોટાલાલ મોતીલાલ.

### ભરૂચ.

૧ રા૦રા૦ પ્રાણજીવન મનોરભાઈ
૧ ,,હરકીસન ચીમનલાલ.
૩ ,,હીરાલાલ મોહનલાલ.
૧ ,,ભીખાજી દોરાબજી સબઓવરશીયર.
૧ ,,ઉત્તમરામ અમરતરામ
૧ ,,ખરશેદજી એદલજી
૧ ,,હરભાઈ ગુલામહુશેન.
૧ ,,નાજર=મકનદાસ.
૧ ,,દેસનાવલભ રણછોડદાસ.
૧ ,,ચંપકલાલ હીમતલાલ
૧ ,,મોતીલાલ હરીલાલ
૧ ,,રૂસ્તમજી પીરૂશાજી.
૧૦ રા૦રા૦ ચુનીલાલ હરીવલભદાસની મારફતે.
૨ ,,ચુનીલાલ હરીવલભદાસ
૧ ,,દુવારકા ગોપાલ.
૧ ,,નરોતમ પ્રેમચંદ.
૧ ,,ચુનીલાલ ગોવનદાસ.
૧ ,,કાશીરામ જેઠભાઈ

# ગ્રાહકોના મુબારક નામો.

## ભરૂચ.

૧ ગ૦રા૦ શંકરરામ કેશવરામ
૧ ,,મગનલાલ વમળચંદ.
૧ ,,હરલાલ નંદલાલ.
૧ ,,પીરૂશાજી અરદેશર.જી
૧૦,,પરશોત્તમદાસ વીઠલભાઈ
૧ ,,ચુનીલાલ ભોગીલાલ.
૧ ,,માણેકલાલ ઘેલાભાઈ
૨ ,,બાપાલાલ મોતીલાલ.
૧ ,,ચુનીલાલ પ્રાણજીવન
૧ ,,હીરાલાલ મોતીલાલ.
૧૦,,માણેકલાલ ઘેલાભાઈ.
૧ ,,ડાહ્યાભાઈ દલપતભાઈ

## વાગરા.

૧૫ રા૦રા૦ગોવનલાલ ઘેલાભાઈના મારફતે.

૧ રા૦રા૦ ગોવનલાલ ઘેલાભાઈ.
૨ ,,રામચંદર ઈછારામ.
૧ ,,આતમારામ જમનાદાસ
૧ ,,મથુરજી રામચંદર
૧ ,,નરોતમ દેવચંદ
૧ ,,જુગલદાસ લખમીદાસ
૧ ,,ગીરધરલાલ ગોવનદાસ
૧ ,,લાલભાઈ ગોપાલદાસ
૧ ,,મોતીલાલ ભવાનીદાસ.

## વાગરા.

૧ રા૦રા૦ રામેશ્વર દયારામ.
૧ ,,ભુખણદાસ હરીચંદ.
૧ ,,મગનલાલ નાથાભાઈ.
૧ ,,ગુલાબભાઈ લલ્લુભાઈ
૧ ,,જમશેદજી એદલજી.

## મેહેમદાવાદ.

૧૦,,નાનચંદ ખેમચંદ.
૧ ,,અમરતલાલ રૂપચંદ
૧ ,,માણેકલાલ ઉદેચંદ
૧ ,,વેણીલાલ નરોતમ.

## મુંબઈ

૫૦,,કાલીદાસ ત્રીભોવન
૧ ,,શંકર દેવરામ.
૧૦,,વલભરામ રામજી
૧ ,,ચુનીલાલ લલુભાઈ.
૧ ,,ભગવાનદાસ ભુખણદાસ

## ભાવનગર.

૧૦,,અંમરચંદ બાલચંદ.
૨ ,,વારચંદ ખેમચંદ.
૧ ,,લલ્લુ અંમરશાહ.

## કરાંચી.

૧૫,,કાવશજી દાદાભાઈ ઘડીઆલી.

### કરાંચી.

૨ રા૦રા૦ ધનજીભાઈ રૂસ્તમજી
૧ ,,ઊમર જુશબ.

### પોરબંદર.

૨ ,, વરણશંકર લાલશંકર.
૧ ,,ઉમર આદમ વોહોરા.
૧ ,,લલ્લુભાઈ લલભાઈ
૧ ,,વલભરામ વેલચંદ.
૧૦,,ઉમીઆશંકર અમીરામ

### મધુપુર.

૧૩ રા૦રા૦જમનાદાસ વીજભુખણ-દાસની મારફતે.
૧ ,,જમનાદાસ વીજભુખણ
૧૦,,ચુનીલાલ મોતીલાલ.
૧ ,,માધવલાલ મુળશંકર
૧ ,,જવેરલાલ જેરામ.

### મધુપુર.

૨ રા૦રા૦ ઉમરામ લાલશંકર
૫ ,,અમીરામ ઉતમરામ.

### વડોદરા.

૧૫,,અમરતલાલ લાલભાઈ
૧ ,,મુલચંદ નારણદાસ.
૨ ,,વરજલાલ લલ્લુભાઈ.
૬ ,,આતમારામ શંકરદાસ.

### વલશાડ.

૧૦,,નરોતમ ભગવાનદાસ.
૨ ,,બેરામજી હોરમજજી

### બીલીમોરા

૩ ,,વીજલાલ અમથદાસ

### આરપાડ.

૩૦,,નગીનલાલ માણેકજીવન.

—*:X:*:—

# શુદ્ધીપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ: | શુદ્ધ. |
|---|---|---|---|
| ટાઈટલ. | ૪ | મે | હમે |
| ,, | ૧૦ | ૦—૬—૦ | ૦—૮—૦ |
| સૂચના. | ૭ | નેલવાન | તેલવાડી |
| ૨ | ૧ | હીરાચંદ | હરખચંદ |
| ૨ | ૪ | કંઈપણ | ઘણુ |
| ૨ | ૧૨ | કેવે | કેવો |
| ૨૪ | ૧૩ | તથા | ૦ |
| ૨૫ | ૨ | આવ્યે | આવ્યો |
| ૨૭ | ૯ | કે | તે |
| ૩૨ | ૧૦ | લેગા | ભેગા |
| ૩૭ | ૪ | વિસ્તર | વિસ્તાર |
| ૫૩ | ૬ | વખાત | વખત |
| ૫૩ | ૭ | હત | હતા |
| ૫૪ | ૧૮ | પા- | ૦ |
| ૫૫ | ૧ | ઘડી | પાઘડી |
| ૫૫ | ૧૮ | નીકલેલી | નીકલેલા |

# શુદ્ધીપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૬ | ૧૧ | કોણ | કોના |
| ૫૭ | ૭ | મારા | ૦ |
| ૫૮ | ૧૫ | સહેબ | સાહેબ |
| ૬૨ | ૭ | છોડ્યો | ડ્યો |
| ૮૦ | ૫ | દીવશે | દીવશ |
| ૮૦ | ૧૫ | પ્રણકાર | પ્રાણકાર |
| ૮૧ | ૪ | પ્રભુરે | પ્રભુ |
| ૯૦ | ૯ | તેહેવર | તેહેવાર |
| ૯૦ | ૧૭ | બોલે | બોલેછે |



